ब्राह्मी चंदनबालिका भगवती
राजीमती द्रौपदी
कौशल्या च मृगावती च सुलसा
सीता सुभद्रा शिवा ।
कुंती शीलवती नलस्य दयिता
चूला प्रभावत्यपि
पद्मावत्यपि सुंदरी प्रतिदिनम्
कुर्वन्तु वो मंगलम् ॥

# પ્રસ્તાવના

પ્રાતઃસ્મરણીય સોળ સતીનું પુસ્તક ' જૈન જાગૃતિ ' માસિકની બીજા વર્ષની ભેટ તરીકે અપાય તો સારું એવી રા. મણીભાઇની સૂચનાથી સતીઓ સંબંધી કંઈક લખવાને પ્રેરાયો.

સોળે સતી સંબંધી જેટલું જાણવાનું મળ્યું, તેટલું મેં એકઠું કર્યું. સતીઓ સંબંધી ઐતિહાસિક હકીકત મેળવી. પણ સોળના ક્રમની કયાંય ઐતિહાસિકતા ન જણાઇ. જેમણે જેમણે સોળ સતી સંબંધી લખેલ છે તેમણે પોતાની મરજી મુજબ સતીનો ક્રમ ગોઠવેલ છે એક સતીનો જેમાં ઉલ્લેખ હોય તે સતીનો બીજી સોળ સતીમાં ઉલ્લેખ ન મળે. એકમાં મદનરેખા, બીજામાં અંજના તો ત્રીજામાં તેને સ્થાન નહિ.

આથી હું મુંઝવાયો. સોળ સતીનો ક્રમ કઈ રીતે નક્કી કરવો ? આથી વધારે પ્રચલિત એવા સોળ સતીના છંદને પસંદ કરી લખવાનું શરૂ કર્યું.

તોય મુશ્કેલી આવી ઉભી. કારણ કે સોળ સતીના છંદમાં સોળને બદલે સત્તર સતીના નામ જણાયા.

આ માટે રા. કુંવરજીભાઇને ભાવનગર પુછાવ્યું. તેમણે સૂચવ્યું કે છંદમાં જે કૌશલ્યા સતીનું નામ છે તે જ્ઞાનવિમલસૂરિની સજ્ઝાયમાં નથી માટે તેની ગણના ન કરવી. પરંતુ જ્ઞાનવિમલસૂરિની સજ્ઝાયમાં તો શિવાસતીનું ય નામ નથી. જ્યારે સોળ સતીમાં કૌશલ્યાને સ્થાન આપ્યું કે શિવાસતીને એ એક પ્રશ્ન થઈ પડયો.

આ માટે મુનિશ્રી [illegible], તથા પં. શ્રી [illegible] મળ્યો તથા બીજા કેટલાક વિદ્વાનોને પણ પુછ્યું. પરંતુ જવાબ એટલો જ મળ્યો કે સોળ સતીઓના ક્રમ સંબંધી ખાસ કંઇ ઐતિહાસિક ઉલ્લેખ નથી.

મુનિશ્રી સૌભાગ્યચંદ્રજીએ સોળ સતીના શ્લોક પરથી અને કોઠા પરથી ચોક્કસ રીતે જણાવ્યું કે શિયળવતી એ વિશેષણ તરીક ગણવાનું છે. અને શ્લોકમાં પણ વિશેષણ તરીકે જ ગણાય છે. વળી શિયળવતીની કથા જ કલ્પિત છે, આ સંબંધી વધારે જોતાં 'શિયળવતી' એક સજ્ઝાયમાં વિશેષણ તરીકે જ વપરાયેલ જણાયું.

આમ શિયળવતીને ન ગણતા બાકીની સોળે સતીની નામાવલી નક્કી કરી. આ નામાવલીમાં કેટલીય મહાસતીઓ નથી આવતી તે મારે કબૂલ કરવું જોઈએ. મનોરમાં, મદનરેખા, ઋષિદત્તા, અંજના, ચિલ્લણા દેવી એમ ઘણી જ સતીઓ છે કે જેની નામાવલી મોટી થઈ જાય. તેમને સોળ સતીમાં નહી ગણવાનું કારણ મારે માટે તો એ જ હતું કે મેં પ્રચલિત સોળ સતીના છંદને પસંદ કરી લખવાનું શરૂ કર્યું હતું. અને તેમાં આવતા નામોને જ મારે વળગી રહેવું હતું.

વળી બીજી મુશ્કેલી એક જ નામની બે ત્રણ સતીઓ હોવાથી સતી નક્કી કરવા સંબંધીની હતી. પુષ્પચુલા ને પદ્માવતી નામની બે કે ત્રણ સતીઓ હોવાનો ઉલ્લેખ મળે છે. તેમાંથી કોને સ્થાન આપવું. પુષ્પચુલા એ શ્રી પાર્શ્વનાથ ભગવાનના પત્ની છે. તેમને સતીમાં કેમ ન ગણવા? આ માટે પંડિત શ્રી સુખલાલજી વિરચિત પંચપ્રતિક્રમણમાં ભરહેસરની સજ્ઝાયમાં દરેક સતી સંબંધી ટૂંક નોંધ આપેલી છે, એની મદદથી નક્કી કર્યું.

સોળે સતી અને બીજી સતીઓ સંબધી વાંચતાં પ્રધાન ધ્યાન શિયળનો જણાય છે. અને શિયળનો મહિમાં પાને પાના ભરી ગવાયો છે. સોળ સતીના છંદમાય સતીઓની મહત્તા શિયળથી જ ગણી છે.

ચંદનબાળા માટે ' શિયળવતી શુદ્ધ શ્રાવિકાએ ' રાજીમતી માટે ' જોબન વેશે કામને જિત્યો ' દ્રૌપદી માટે ' શિયળ મહિમા

તસ જાણીયે એ ' કૌશલ્યા માટે ' શિયળ સલૂણી રામ જનેતા ' સુલસા માટે ' શિયળે ન કાચી ' સીતા માટે ' અનલ શીત થયો શિયળથીએ ' શિવા માટે ' શિયળ અખંડિત ' કુંતા માટે ' પતિવ્રતા પદ્મિનીએ ' દમયંતી માટે ' સંકટ પડતાં શિયળ રાખ્યું ' પુષ્પચુલા ને પ્રભાવતી માટે ' અનંગ અજીતા ' અને પદ્માવતી માટે ' કામને દમતા ' વિશેષણ વપરાયા છે. આખા છંદમાં સતીઓ સંબંધી બીજી કશી મહત્તા મળતી નથી કે દેખાતી નથી.

આમ જ્યાં જ્યાં સતી સ્ત્રીનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં શિયળને પ્રાધાન્ય આપી સતીને વર્ણવી છે, પણ સતીમાં જે Romance છે તેનું વર્ણન ક્યાંય નથી દેખાતું. તેને તો ફક્ત સ્પર્શીને જ કવિઓ આગળ વધેલા છે. તેમને મન સતી સ્ત્રીની વ્યાખ્યા એક જ રીતે ઘડાએલી જણાય છે કે જે શિયળ સાચવી રાખતી હોય. પણ જે સતીઓનું સર્જન તેમની ક્ષત્રિયવટમાંથી, શુરતામાંથી, આત્મામાંથી થયું છે; તેમના જે અનુભવદ્વારા થયું છે તેને મહત્ત્વ નથી અપાયું.

ચંદનબાળાની ભાવના, રાજીમતિનો ત્યાગ, દ્રૌપદીની ધીરતા, મૃગાવતીનો પશ્ચાતાપ, સુલસાની એક જ ધર્મમાં દૃઢતા, સીતાની પરાયણતા, સુભદ્રાની શ્રદ્ધા કે દમયંતીની સહનશીલતા એ એક એક ગુણમાંથી એક એક સતીનું સર્જન થયું છે; નહિ કે શિયળથી. એ સર્વ ગુણને લઈને એ અબળાઓ સબળા તરીકે આપણા મનમાં રમી રહે છે—એકલા શિયળથી નહિ.

શિયળવતી સ્ત્રીઓ દરવાજા ઉઘાડે અને તે મોક્ષગામી થાય એ શ્રદ્ધાવાદીઓને સમજાવવા માટે ઠીક છે. બાકી વ્રત કે નિયમમાં શિયળનું સ્થાન છે, પણ તે તો જે વ્યક્તિ આત્મનિગ્રહ કરતા શીખી આત્મસન્મુખ રહેતા થઈ, તે શિયળ જેવી વસ્તુને સેવ્ય ગણી લે છે. ઇંદ્રિયો ઉપર જેણે જય મેળવ્યો તે આપોઆપ ઇંદ્રિયોના વિષયો

પર જય મેળવી જ લે છે. તેથી પ્રધાન સ્થાન સતીઓમાં હોય તો તે તેમની વીરતા, સત્ય, અને અહિંસા, ક્ષમા વગેરે ગુણોનું છે.

પોતાના શિયળ વડે દરવાજા ઉઘાડનાર સુભદ્રા કે શિયળના પ્રભાવે અગ્નિ શાંત કરનાર સીતા ને શિવા, શિયળના જ પ્રભાવે–મારા શબ્દોમાં કહું તો પોતાની આત્મશક્તિ વડે ધારે તે વસ્તુ કરી શકે તેમ છે, છતાં ક્ષમા, અહિંસા એ તેમનું હથિયાર છે. પોતે સંકટ વેઠીને પણ. દુઃખ વેઠીને પણ અહિંસક જ રહે છે. અગ્નિને શાંત કરનાર શિવા કે સીતા ઘડીના છઠ્ઠા ભાગમાં ગમે તેને બાળી શકે શિયળના પ્રભાવે દરવાજા ઉઘાડનાર સુભદ્રા પોતાના પર કલંક ચડાવનાર સાસુની બરાબર ખબર લઈ શકે, છતાં તે એવી હિંસક વૃત્તિઓ સામે અહિંસક વૃત્તિ દાખવી, તેમની વૃત્તિઓ પર વિજય મેળવે છે. તેમના ક્રોધને સ્નેહમાં ફેરવે છે. તેમના દ્વેષને રાગમાં પરિણમે છે. અને તે જ આ સતીઓની મહત્તા છે તેથી જ તેઓ વંદનીય છે. એકલા શિયળના રક્ષણથી જ સતી નથી થવાતું, પણ ઇંદ્રિયોના વિષય પર જય મેળવ્યાથી, હિંસક સામે અહિંસક રહ્યાથી, અસત્ય સામે સત્ય દાખવ્યાથી સતી થવાય છે, મહાસતી થવાય છે એ આ સતીઓનો ધ્વનિ છે

સોળે સતીઓ લખતાં મેં થોડી ઘણી છૂટ લીધેલી છે, જેમકે સુલસાને એક સાથે બત્રીસ પુત્રનો જન્મ થાય તેનાં કરતાં બત્રીસ લક્ષણો એક જ પુત્ર જન્મે એ વધારે બંધ બેસતું છે. પુષ્પચુલા ને પુષ્પચુલ ભાઈબહેનના સંબંધે નિર્દોષ રહે એ જ વધારે પુષ્ટ છે, જો કે શાસ્ત્રમાં ઋષભદેવ જન્મ્યા તે પહેલાં ભાઈ બહેન પરણતા એવો ઉલ્લેખ છે પણ મારી દૃષ્ટિએ ભાઈ બહેન જેવો નિર્દોષ સંબંધ બીજો કોઈ નથી દેખાતો. ભાઈ અને બહેન એ બે શબ્દ જ નિર્દોષતા બતાવવા માટે પૂરતા છે. સીતા, દ્રૌપદી, દમયંતી વગેરે સતીઓ સંબંધમાં પણ છૂટ લીધેલી છે. શ્રમણ ભગવાન મહાવીરની ધર્મકથાઓ

[ જ્ઞાતા ધર્મકથા ] ની પ્રસ્તાવના લખતા કાકા કાલેલકરે કહ્યું છે કે દ્રૌપદીની કથા મહાભારત લખાયા પહેલાં લખાયેલી હોવી જોઈએ કારણ કે મહાભારત એ એટલું બધું લોકપ્રિય છે કે તેની રચના પછી તેમાં ફેરફાર કરવાની કોઈ હિંમત ન કરે. એ સંભવીત લાગે છે અને તેમ હોય પણ ખરું. કારણ લોકપ્રિય થઈ પડેલ મહાભારત કે રામાયણમાં ફેરફાર કરવાની પાછળથી કોઈની હિંમત ન ચાલે. છતાં કેટલાક સ્થળે મૂળ વાતને-ધર્મની ચડસાચડસીમાં એક બીજાઓએ ઉડાડી દેવા યત્ન કર્યો છે તેને-અડકી જવાય છે. જૈનો સીતાને જીવતી રાખી દીક્ષા અપાવે કે વાલ્મીકિ રામાયણ તેને ધરતીમાં સમાવે, જૈનો દ્રૌપદીને સાધ્વી બનાવે કે મહાભારત તેને હિમાલયમાં સમાવી દે, તેનાથી તેની સતી તરીકેની કિંમત નથી અંકાવાની, પણ તેની સહનશક્તિ, તેઓની કાર્યપરાયણતા, તેઓની અનન્ય શ્રદ્ધા, ભક્તિ, અને અહિંસક વૃત્તિ, એ જ તેમને સતી કહેવરાવવા માટે પૂરતાં છે.

અન્ય ધર્મીઓ સ્ત્રીને ભલે નરકની ખાણ કહેતા હોય છતાં જૈન ધર્મમાં સ્ત્રીને પ્રધાન સ્થાન અપાયું છે. અને જૈન સતીઓનું જીવન જાણતાં તે રત્નની ખાણ છે એવો ખ્યાલ ડગલે ને પગલે આવે છે. સ્ત્રી એ પુરુષ જેટલી શક્તિમાન છે, સ્ત્રી પુરુષના જેટલી જ ઊંચી પદવી, ઊંચુ સ્થાન મેળવી શકે છે એ જૈન ધર્મે સ્થળે સ્થળે બતાવેલ છે.

સોળ સતી તૈયાર કરાવવામાં મારા કેટલાક મિત્રોએ પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે મદદ કરેલી છે, જેની નોંધ મારે સહર્ષ લેવી જોઈએ. તેમાં રા. ત્રિકમલાલભાઈનું નામ આગળ જ મૂકવું ઘટે. તેમની સૂચનાઓ ને સિવાય આ રીતે પુસ્તક વાચક સમક્ષ રજૂ ન થયું હોત. શ્રી. કુંવરજીભાઈ, પં૦ શ્રી રામવિજયજી, શ્રી સૌભાગ્યચંદ્રજી મહારાજ, તથા રા. શંભુભાઈ અને બીજા કેટલાક મિત્રોની સહાય વગર આ રૂપમાં પુસ્તક પ્રકટ થઈ શકવું અશક્ય હતું.

## ક્રમ

# સોળ સતી

[ છંદ ]

આદિનાથ આદિ જિનવર વંદી, સફળ મનોરથ કીજિયે એ,
પ્રભાતે ઊઠી માંગળિક કામે, સોળ સતીના નામ લીજીયે એ.

બાળકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બહેનડી એ,
ઘટઘટ વ્યાપક અક્ષરરૂપે, સોળ સતીમાં જે વડી એ.

બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભસુતા એ,
અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણજુતા એ.

ચંદનબાળા બાળપણેથી, શિયળવતી શુદ્ધ શ્રાવિકા એ,
અડદના બાકુળા વીર પ્રતિ લાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકા એ:

ઉગ્રસેન ધુઆ ધારિણી નંદિની, રાજીમતી નેમ વલ્લભા એ,
જોબન વેશે કામને જીત્યો, સંજમ લઈ દેવદુલ્લભા એ.

પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીયે એ,
એકસો આઠે ચીર પૂરાણા, શિયળ મહિમા તસ જાણીયે એ.

દશરથ નૃપની નારી નિરુપમ, કૌશલ્યા કુલચંદ્રિકા એ,
શીયળ સલુણી રામજનેતા, પુણ્ય તણી પરનાલિકા એ.

કૌશાંબિક ઠામે સતાનક નામે, રાજ્ય કરે રંગ રાજિઓ એ,
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુરભુવને જસ ગાજીઓ એ.

સુલસા સાચી શિયળે ન કાચી, રાચી નહિ વિષયા રસે એ,
મુખડું જોતાં પાપ પલાયે, નામ લેતાં મન ઉલ્લસે એ.

રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા સતી એ,
જગ સહુ જાણે ધીજ કરંતા, અનલ શીત થયો શિયળથી એ.

કાચે તાંતણે ચાળણી બાંધી, કૂવાથકી જળ કાઢીયું એ,
કલંક ઉતારવા સતી સુભદ્રાએ, ચંપા બાર ઉઘાડીયું એ.

સુરનર વંદિત શિયળ અખંડિત, શિવા શિવપદ ગામીની એ,
જેહને નામે નિર્મળ થઇએ, બલિહારી તસ નામની એ.

હસ્તી નાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિની એ,
પાંડવ માતા દશે દશાર્ણની, બ્હેન પતિવ્રતા પદ્મિની એ.

શીયળવતી નામે શીલવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીએ એ,
નામ જપંતા પાતક જાએ, દરિસણ દુરિત નિકંદીએ એ.

નિષિધા નગરી નલ નરિંદની, દમયંતિ તસ ગેહની એ,
સંકટ પડતાં શિયળ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ.

અનંગ અજીતા જગજન પૂજિતા, પૂષ્પચુલા ને પ્રભાવતી એ,
વિશ્વ વિખ્યાતા કામને દમતા, સોળમી સતી પદ્માવતી એ.

વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદય રતન ભાખે સુદા એ,
વહાણું વાતા જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ.

# બ્રાહ્મી

[ ૧ ]

હિંદુસ્તાન એટલે અહિંસા અને સત્યને આચરણમાં મૂકી તેનો જગતને ઉપદેશ કરનાર મહાત્માઓની જન્મભૂમિ. તેમાં ય અયોધ્યા નગરી એટલે શ્રી ઋષભદેવ અને રામની જન્મભૂમિ. હિંદમાં ઘણાં મહાત્માઓ થયાં, પણ આંગળીને વેઢે ગણાય તેવાં થોડાંક જ. તેમાં શ્રી ઋષભદેવ અને શ્રી મહાવીર, શ્રી રામ અને શ્રી કૃષ્ણ, શ્રી મહાત્મા ગાંધી અને બીજા અનેક ગણાવી શકાય, પણ તેમાં આદ્ય પુરુષ તે શ્રી ઋષભદેવ.

તે વખતે તો હિંદુસ્તાનમાં કંઈ રંગ ઢંગ નહોતા. લોકો વ્યવહારથી અજાણ હતા. મુશ્કેલીઓનો સામનો કરતા આવડતું ન હતું. લખતાં વાંચતા જાણતા નહિ. રાંધવાની કળા કોઈ જાણે નહિ, એટલે કાચું પાકું જે આવે તે ખાઈ લેતા. કપડા બનાવવાની કળા તો હમણાં થઈ, તે વખતે તો ઝાડની છાલ કે પશુઓનું ચામડું શરીર આસપાસ વીંટાળાતું.તે વખતે ન હતી ભાષા કે લીપિ! ચિત્ર એટલે શું?

ચિત્રવાની કળા વળી કેવી? ગણિત શું અને માપ શા? અગ્નિ અને તાપ કેવા? રાજ્ય અને કાયદા શા? ટૂંકમાં હિંદ દેશ અનાર્યોથી ભરપૂર હતો.

લોકો સાવ અંધારામાં હતાં. હળી મળીને રહેતાં આવડે જ નહિ. કજીઓ ને કંકાસ ઘર કરી રહેલાં. સંપીને રહેવામાં સમજે જ નહિ. તે વખતે શ્રી ઋષભદેવ જન્મ્યા.

તેમણે સંસ્કૃતિના પગરણ માંડ્યા, લોકોને વ્યવહારથી જાણતા કર્યા, મુશ્કેલીઓનો સામનો કરતાં શીખવ્યું, લખતાં વાંચતા શીખવ્યું, રાંધવાની કળા શીખવી, રાંધવા માટે વાસણો બનાવવાની તરકીબ શોધી, અગ્નિ કરવાની શોધખોળ કરી, કાચી વસ્તુઓને પાકી બનાવવાની રીતિઓ કહી, સીવતા શીખવ્યું અને લોકોમાંથી કજીઆનો નાશ કર્યો, સંપ સલાહથી એક બીજાને રહેતા શીખવ્યું, તે માટે કાયદા ઘડ્યા, આચાર શીખવ્યા ને નવા વિચાર આપ્યા, લોકોને અનાર્યમાંથી આર્ય બનાવ્યા, જંગલી સ્થિતિમાંથી સુધરેલા કર્યા.

તેમને બે પત્ની હતી. સુમંગલા અને સુનંદા. સુમંગલા અને સુનંદા બંન્નેયને બબ્બે છોકરાં. સુમંગલાને બ્રાહ્મી અને ભરત. સુનંદાને સુંદરી અને બાહુબળી.

બ્રાહ્મી નાનપણથી જ ચપળ જણાતી. જે વસ્તુ તે શીખવા મથતી તે તરત જ તેના મગજમાં ઠસી જતી. તેની બુદ્ધિ ઘણી તેજ હતી.

ઋષભદેવે નાનપણથી જ તેને ધાર્મિક, વ્યાવહારિક અને સાંસારિક શિક્ષણ આપ્યું હતું, એટલે તેની ઉમર જેમ જેમ

વધતી ગઈ તેમ તેમ તેના ગુણોનો વધારે વિકાસ થતો ગયો. ગુણોની સાથે શરીરની કાંતિ પણ ગમે તેને આકર્ષે તેવી હતી. સૌંદર્ય ને ગુણ બન્નેનો સુમેળ તેનામાં સધાયો હતો. ધીમે ધીમે તે યુવાવસ્થાએ પહોંચી અને પરણાવવા લાયક થઈ.

એક વખત સુમંગલાએ ઋષભદેવને કહ્યું: 'સ્વામી! બ્રાહ્મી હવે યોગ્ય ઉમરની થઈ છે. અત્યાર સુધીમાં તેને યોગ્ય શિક્ષણ મળ્યું છે. માટે તેને લાયક પતિ શોધીને પરણાવીએ તો ઠીક.'

ઋષભદેવે ખૂબ વિચારીને કહ્યું: 'સુમંગલા! બ્રાહ્મી પરણીને પોતાનું જીવન ગાળે તેના કરતાં બ્રહ્મચર્ય પાળે તે વધારે સારું છે. પરણાવીને તેને ચિંતામાં ધકેલી દેવી તેના કરતાં તેના ગુણોનો વિકાસ થવા દેવો તે વધારે યોગ્ય છે.'

[ ૨ ]

શ્રી ઋષભદેવે દીક્ષા લીધી છે. કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. સર્વ વસ્તુઓ જાણવાની શક્તિ તેમણે મેળવી છે. આત્માનું ખરું સુખ તેમણે પ્રાપ્ત કરેલ છે અને પોતે મેળવેલ એ જ્ઞાનનો, અહિંસા ને સત્યનો ઉપદેશ આપવા તેઓ ઠેર ઠેર ફરી રહેલ છે. એ માટે નથી તેમની પાસે પુસ્તકોના થોથાં, કે પંડિતોનાં ટોળાં. તેઓ તો પોતાના ભેજા રૂપી પુસ્તકાલયમાંથી નીકળતો જ્ઞાનનો અખંડ પ્રવાહ લોકસમૂહમાં વહેવરાવી રહ્યા છે. એક સ્થળેથી બીજે સ્થળે જવામાં વાહનને રાખ્યા વગર પગપાળે મુસાફરી કરી જ્ઞાનની

લાણી કરી રહ્યા છે. જરાએ મોટાઈ વગર, જરાએ જ્ઞાનનાં અભિમાન વગર, કે જરાએ કોઈના પર દ્વેષ કે રાગ રાખ્યા વગર લોકો સાથે હળીમળી જઇ અહિંસા અને સત્યને ખરા સ્વરૂપમાં સમજાવી રહ્યાં છે.

વિહાર કરતાં કરતાં તેઓ અયોધ્યામાં આવી પહોંચે છે. બહાર વિશાળ ખુલ્લી જગ્યામાં આકાશરૂપી છત્રની નીચે તે ઉપદેશ આપવા બેઠા છે. તેમની અમૃતવાણી સાંભળવા વેરને ભૂલી જઈ શત્રુઓ મિત્ર બનીને બેઠા છે; પોતપોતાના વેરને ભૂલી ગયેલ છે. શ્રી. ઋષભદેવના પુત્ર ભરતકુમાર તથા બીજા તેના ભાઇ બહેનો પણ છે. બ્રાહ્મી પણ પિતાજીને મળવા આવી છે. તે બધાની સમક્ષ જ્ઞાનનો પ્રવાહ વહી રહ્યો છે. વાણીના પ્રવાહમાં બ્રાહ્મી તણાય છે અને વૈરાગ્ય દશા તરફ ઘસડાય છે.

સભા વિખરાયા પછી બ્રાહ્મી શ્રી. ઋષભદેવ પાસે આવે છે, તેમને ત્રણ નમસ્કાર કરી મીઠા સ્વરે કહે છે:

‘ હે ભગવાન ! આપનો ઉપદેશ સાંભળી સંસાર ઉપરથી મારો જીવ ઊઠી ગયો છે. હવે મને કોઈ ચીજ પર મોહ નથી રહ્યો, માટે મને દીક્ષા આપી કૃતાર્થ કરો. જેથી હું સંસારનાં બધા બંધનો તોડી શકું. ’

શ્રી ઋષભદેવ કહે છે:

‘ બ્રાહ્મી ! તું ભરતની રજા લઈને આવ, પછી દીક્ષા આપીશ. ’

સંસારના પિતા તરીકેનો શ્રી. ઋષભદેવને પુત્રી પર

હક્ક છે, છતાં તેમણે દીક્ષા ગ્રહણ કરેલ છે, સંસારનો ત્યાગ કરેલ છે, પરિગ્રહનું તેમની પાસે નામ નિશાન નથી, પુત્ર કોણ ને પુત્રી કોણ? ભાઈ કોણ ને બહેન કોણ? એ બધો તો સંસારનો સંબંધ છે. એ બધી માયા છે. એ વસ્તુ પર જેટલો વધારે મોહ તેટલું જ વધારે સંસારનું બંધન. સાધુને તો કોઈના પર દ્વેષ ન જોઈએ એટલું જ નહિ પણ રાગ પણ ન જોઈએ. તો સંસારનો ત્યાગ કર્યા પછી પારકી વસ્તુને શી રીતે ગ્રહણ કરી શકાય! તેમાં રજા જોઈએ જ. એવું શ્રી ઋષભદેવ બરાબર જાણે છે. પારકી વસ્તુ તેની વાલીની કે સગાવહાલાની રજા વગર લઈ ન શકાય તેનું શ્રી ઋષભદેવને પૂરું ભાન છે, એટલે તેઓ કહે છે: 'હે બ્રાહ્મી! તું ભરતની રજા લઈને આવ, પછી દીક્ષા આપીશ.'

આથી બ્રાહ્મી પોતાના ભાઈ ભરત પાસે આવે છે. તેને સર્વ વાત કહી પોતાની દીક્ષા લેવાની ઇચ્છાને જાહેર કરે છે. પહેલાં તો ભરત ના કહે છે. સાધુઓના એ કઠિન માર્ગને ન ગ્રહણ કરવા વિનવે છે. પણ જ્યારે તે જુએ છે કે બહેનની ઇચ્છા પ્રબળ છે ત્યારે તે રાજી થઈને તેને દીક્ષા લેવાની રજા આપે છે. તે શ્રી ઋષભદેવ પાસે આવે છે અને કહે છે:

'હે ભગવન્! આ મારી બહેન બ્રાહ્મી છે. તે ભણેલી છે, ગણેલી છે. સંસારમાં રહીને તેણે સંયમ પાળેલ છે. તે મારી વહાલામાં વહાલી બહેન છે ઘણાં જ સુખોમાં ઉછરેલી હોવા છતાં સંસાર પરથી તેને મોહ ઉડી ગયો છે. જન્મ, જરા અને મરણથી તે ભય પામેલ છે, એટલે

તેનાથી તે છૂટવા દીક્ષા લેવા ઇચ્છે છે. દીક્ષાનો માર્ગ કાંટાળો છે તે તે જાણે છે. દુઃખને સહન કરવાનું બળ તેણે કેળવલ છે અને દીક્ષા લીધા પછી, સંસારનો ત્યાગ કર્યા પછી તે ચારિત્ર પાળી શકશે તેવી મને ખાત્રી છે. તેથી મારી તેને દીક્ષા લેવાની રજા છે. માટે તેને દીક્ષા આપી મને કૃતાર્થ કરો. અમે આપને મારા બહેનની ભીક્ષા આપીએ છીએ તો તેને સ્વીકારી અમને કૃતાર્થ કરો.'

સર્વે સમક્ષ ભરતે આ પ્રમાણે કહ્યા પછી શ્રી ઋષભદેવ બ્રાહ્મીને દીક્ષા આપે છે. પોતાની પુત્રી હોવા છતાં તેના વાલીની–ભાઇની રજા મળ્યા પછી તેની પાસે સંસારનો ત્યાગ કરાવે છે.

દીક્ષા લીધા પછી ભગવાને સૂચવેલ માર્ગે બ્રાહ્મી આગળ વધે છે. તે નથી કરતી કોઈના પર રાગ કે નથી કરતી કોઇના પર દ્વેષ. કદી તે પોતાના મનમાં નથી આવવા દેતી ક્રોધને કે માનને, માયાને કે લોભને. સર્વ જીવને તે સમાન ગણે છે. નાની કીડીથી માંડી તે મોટા હાથી સુધીના જીવને પોતાના સરખા જ ગણે છે. રાય કે રંક સહુ તેને મન સરખા છે, અને દરેક જીવને પોતાના જેવો ઉચ્ચ કરવા તે મથે છે. અને એ ભાવનાં ભાવતાં ભાવતાં તે આત્મસુખ મેળવે છે. આત્માનું ખરું સ્વરૂપ જાણે છે. તેને ખબર પડે છે કે સંસારના જરા કે જન્મ, રોગીષ્ટપણું કે મૃત્યુ હવે તેને સ્પર્શી શકવાના નથી.

પછી તો બ્રાહ્મી શિયળને સાચવી, સંયમને પાળી,

સ્ત્રીઓને વ્યાવહારિક તથા ધાર્મિક શિક્ષણ આપી પોતાના આત્માની ઉન્નતિ સાધે છે.

ઘણા વર્ષ સુધી આવી રીતે ઉપદેશ આપી, સાધુ પુરુષોએ સૂચવેલ કાંટાળા માર્ગ પર નિર્ભય રીતે ચાલી, આજીવન સંયમ પાળી આત્માનું સુખ પ્રાપ્ત કરે છે.

કુમારાવસ્થામાં માતપિતાની આજ્ઞા પાળનાર, પછી ભાઈની આજ્ઞા પ્રમાણે વર્તનાર અને છેવટે સત્ય પંથે વિચરનાર પ્રાણીને ધન્ય છે. તેના આત્માનો વિજય છે.

# સુંદરી

વીરા મોરા ગજ થકી હેઠા ઉતરો
ગજ ચડે કેવળ ન હોય રે.

બાહુબળજીને અભિમાન આવ્યું છે. દીક્ષા લીધી છે, સંસારનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહણુ કર્યું છે, છતાં સંસારનો સંબંધ યાદ કરી અહંભાવે ચડયા છે. બહારથી દેખાય છે ધ્યાનસ્થ મુનિ, છતાં આંતરની અંદર યુદ્ધ જામેલ છે. 'નાના ભાઇઓને હું પગે લાગું ?'

ચક્રવર્તી થવા ઇચ્છતા મોટા ભાઈ ભરતની સાથે યુદ્ધ કરવા જતાં, બાહુબળી જીતવાની અણીપર છે. મોટા ભાઈ પર પ્રહાર કરવા માટે મૂઠી જોરથી ઉગામેલ છે, પણુ તે વખતે જ તેમને પશ્ચાત્તાપ થાય છે. મોટાભાઈનો અવિનય કરવા બદલ તેમને શોક થાય છે. ભાઈને મારવા તૈયાર થયેલ બળવાન બાહુબળી પોતાના અંતરમાં જ ક્રોધ, માન, માયા લોભ, સર્વેની સામે યુધ્ધે ચડે છે. એ ઉગામેલ મૂઠી પોતાના મસ્તક તરફ વાળી, એ જ મૂઠી વડે પોતાના મસ્તક ઉપરના

સર્વ કેશનો લોચ કરી મૂંડ થાય છે, અને ત્યાંને ત્યાં જ શુભ ધ્યાને ચડે છે. પણ તે જ વખતે, તે અહંકારરૂપી હાથી ઉપર ચડી જાય છે. 'હું હમણા શ્રી ઋષભદેવ પાસે જઇશ નહિ, કારણ કે ત્યાં જવાથી તેમની પાસે રહેલા મારા નાના ભાઇઓ કે જેમણે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેમની પાસે હું નાનો દેખાઇશ. તેથી જ્યાં સુધી મને આત્મજ્ઞાન પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી હું અહીંથી ખસીશ નહિ.'

આ પ્રમાણે તે ધ્યાને ચડ્યા—હાથી પર ચડીને. પછી આત્મજ્ઞાન શી રીતે પ્રાપ્ત થાય. એક મહિનો થયો, બે મહિના થયા, એક વર્ષ થયું. પોતાના શરીરમાં રહેલ શત્રુઓ—રાગદ્વેષ સામે ઘોર યુદ્ધ આદર્યું, ને તેમાં જય મેળવ્યો. અને તે એટલી તમન્નાથી. કે વાઘ વરૂ તેમની પાસેથી પસાર થતાં તો પણ તેમને ખબર ન પડતી. નાના જાનવરો તેમને હેરાન કરતાં; છતાં તે તરફ તેમનું ધ્યાન ન હતું. આશ્રય શોધતા વેલાઓ શરીરની આસપાસ વીંટળાઇ વળ્યા, રહેઠાણ શોધતાં પક્ષીએ તેમના વાળમાં માળો બાંધ્યો. છતાં તેના તરફ તેમનું ધ્યાન નથી. પણ અહંકારરૂપી કીડો તેમના મનમાંથી ખસતો નથી. 'જ્ઞાનવાન એવા નાના ભાઇઓને જ્ઞાની થયા વગર વાંદું નહિ' એ અભિમાનથી જ તે આત્મજ્ઞાનથી દૂર ને દૂર રહ્યા.

શ્રી ઋષભદેવને આ વાતની ખબર પડી. કર્મ સામે યુદ્ધે ચડેલ બાહુબળીની સ્થિતિ જાણી. તેમના અહંકારરૂપી હાથીએ ચડવાના સમાચાર જાણ્યા, એટલે તેની સગી બહેન સુંદરીને તેના સંસારાવસ્થાના ભાઇને પ્રતિબોધવા મોકલે છે

કે જેથી તે હાથી ઉપરથી નીચે ઊતરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે.

સામે જ સંસારાવસ્થાની નાની બહેન સુંદરી, બ્રાહ્મી સાથે ઊભી છે. મોહના આવરણને લઈ યુધ્ધે ચડેલા ભાઈને પ્રતિબોધવા ઊભી છે. અહંકારરૂપી હાથી ઉપરથી પોતાના ભાઈને નીચે ઉતારવા સુંદરી બોલે છે:

વીરા મોરા ગજ થકી હેઠા ઊતરો રે
ગજ ચડે કેવળ ન હોય રે.

'હે ભાઈ! અહંકારરૂપી હાથી ઉપરથી નીચે ઊતરો. અહંકારરૂપી હાથી પર સ્વાર થનાર આત્મજ્ઞાન ન પામી શકે, આત્મસુખ ન મેળવી શકે.'

બાહુબળજીને અહંકારે ભરડો દીધો છે. બળવાનમાં બળવાન માનવી પણ એ ભરડામાંથી શી રીતે છૂટી શકે!

સુંદરી આગળ બોલે છે:

બંધવ ગજ થકી ઊતરો.
લોચન કરીને ચારિત્ર લીયો
વળી આવ્યો અભિમાન રે,
લઘુબંધવ વાંદુ નહિ
કાઉસગ્ગ રહ્યા શુભ ધ્યાન રે

'હે ભાઈ! તમે તો ચારિત્ર્ય ગ્રહણ કર્યું છે. સંસારાવસ્થાને ત્યાગી છે. પછી નાના ભાઈઓને વાદું નહિ એવું અભિમાન શું?'

બાહુબળજી ઋષભદેવના પુત્ર હતા. તેના બાહુમાં

બળ હતું પણ અત્યારે અભિમાનના ભરડાએ તેમને નિર્બળ બનાવ્યા હતા. તેમના મુખ પર માનની જ્વાળા આછી આછી પ્રસરી રહેલી હતી.

સુંદરી તેમની સ્થિતિનો ખ્યાલ આપે છેઃ

વરસ દિવસ કાઉસગ્ગ રહ્યા
શીત તાપથી સુકાણા રે,
પંખીડે માળા ઘાલીયા
વેલડીયે વીંટાણા રે,
વીરા મોરા ગજ થકી હેઠા ઊતરો.

'રાત કે દિવસ જોયા વગર, ટાઢ કે તડકાની દરકાર કર્યા વગર શરીરના સત્ત્વને નીચોવી નીચોવીને એક વરસ સુધી કઠોર તપ કર્યું, એવું તપ કે જે તપમાં શરીરનું પણ ભાન ન રહ્યું; જેથી પંખીઓએ વાળમાં માળા બાંધ્યા, અને આશ્રય શોધતા વેલાઓ તમારા શરીર આસપાસ વીંટળાઈ અદ્ધર ચડયાં, છતાં તમે આત્મામાં જ લીન રહ્યાં. એવા શક્તિવાળા હે ભાઈ! અહંકારરૂપી હાથી ઉપર ચડવું તમને ન શોભે. નીચે ઊતરો અને પછી જુઓ કે હાથી કેવો ભયંકર છે.'

સુંદરી સમજે છે કે ભરડાને દૂર કરવા માટે બળ કામમાં ન આવે; કળથી જ કામ થાય. ગમે તેવા સખતમાં સખત ભરડાને અગ્નિની જરા સરખી આંચ નરમ બનાવી દે છે, અને જોત જોતામાં ભરડો નરમ થઇ જાય છે. સુંદરીના આ નાના તણખાઓએ બાહુબળજીને જાગ્રત કર્યા. ભરડાનું જોર ઓછું થયું.

વીરા મોરા ગજ થકી હેઠા ઊતરો.
ગજ ચડે કેવળ ન હોય રે,
હય રાજ રથ સહુ પરિહર્યા;
વળી આવ્યો અહંકાર રે,

બાહુબળજી ચમકે છે: 'અહો! અહંકારે મને જકડી લીધો? સંસારનો ત્યાગ કરેલ એવા મને મોહ અને માન, શું? તેનો તો મેં ત્યાગ કરેલ છે.' અહંકારનો ભરડો નરમ થાય છે. તે આગળ વિચારે છે: 'વરસ વરસનું કઠોર તપ કર્યું છતાં અહંકારરૂપી તણખો મારામાંથી ન ગયો તો એ તપનો અર્થ શો?' તે પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

સુંદરી બહેનનો અવાજ આવે છે:

બંધવ ગજ થકી ઊતરો,
બ્રાહ્મી સુંદરી એમ ભાસે રે.

અહંકારનો ભરડો ઓગળી જાય છે. અહંકાર નાસી જાય છે. મૂળ સ્વરૂપમાં બાહુબળજી ઊભા રહે છે. કાઉસગ્ગ ધ્યાનમાંથી ચમકતા બોલે છે: 'કોણ? મારા બહેન! શું મને પ્રતિબોધવા આવ્યા? અહંકારે મને એટલો બધો નીચે પાડ્યો? નાના ભાઈઓને મારાથી પગે ન લગાય એવો ઘમંડ મારામાં ક્યાંથી?'

અને નાના ભાઈઓને વાંદવા એક ડગ આગળ મૂકે છે, ત્યાં તો:

વૈરાગે મન વાળીયું
મૂક્યો નિજ અભિમાન રે,

પત્ર ઉપાડ્યો રે વાંદવા
ઉપન્યું કેવળજ્ઞાન રે.

અને બહેનનો મધુર અવાજ આવ્યોઃ

વીરા મોરા ગજ થકી હેઠા ઉતરો
ગજ ચડે કેવળ ન હોય રે.

પશ્ચાત્તાપ કરતાં કરતાં બાહુબળીને કેવળજ્ઞાન ઊપજે છે. આત્માનું સુખ ક્યાં છે તેની તેમને જાણ થાય છે. આસપાસ આવી રહેલ વૃક્ષઘટાઓ બાહુબળીનાં બળ માટે, એ બળ દ્વારા તેમણે જોયેલ સૌન્દર્ય માટે નીચા વળી વળી નમસ્કાર કરે છે. ઠંડી પવનની લહરીઓ આવી આવીને પસાર થાય છે

સુંદરી બાહુબળીજીની બહેન થાય, અને શ્રી ઋષભદેવની પુત્રી થાય. તેની માતાનું નામ સુનંદા. નાનપણથી જ શ્રી ઋષભદેવે તેને યોગ્ય શિક્ષણ આપ્યું છે. ગણિત વિદ્યામાં તેને પારંગત કરેલ છે.

જ્યારે બ્રાહ્મી દીક્ષા લે છે ત્યારે સુંદરી પણ એ રસ્તે જવાનો આગ્રહ કરે છે. તે વખતે તેના મોટા ભાઈ ભરત ના પાડે છે. ત્યાર પછી ભરત ભરતખંડને જીતવા નીકળે છે અને કેટલાય વખત પછી જીત મેળવીને પાછા ફરે છે, ત્યારે તે પોતાની બહેનને મળવા જાય છે. દીક્ષા લેવાની ઇચ્છાવાળી સુંદરીનું શરીર તપસ્યાને લઈને સુકાઈ ગયેલ છે, તેની ભરતને ખબર નથી એટલે તેને દુઃખ આપવા બદલ પોતાના નોકરો પર ગુસ્સે થાય છે. તે વખતે નોકરો કહે છેઃ 'મહારાજ! આમાં અમારો વાંક નથી, પણ જ્યારથી આપ વિજય કરવા નીકળ્યા ત્યારથી આજ સુધી તેમણે

ઉપવાસ, આયંબિલ વગેરે તપસ્યા જ કરી કરીને શરીરને ઘોર કઇ આપ્યું છે, અને આપે તેમને દીક્ષા લેવા ન દીધી, તેથી ત્યારથી અત્યાર સુધી ભાવ દીક્ષા ગ્રહણ કરી રહેલ છે.'

ભરત આ સાંભળી તેને દીક્ષા લેવાની હર્ષથી રજા આપે છે. એટલે મોટા આડંબર સાથે તે દીક્ષા લે છે, અને ભગવાને બોધેલ માર્ગે ચાલતાં ચાલતાં આત્મસુખની શોધમાં વળી પોતાની કાયાનું કલ્યાણ કરે છે.

આમ બહેન સુંદરીએ પોતાના આત્માનું સૌંદર્ય દાખવ્યું. એ સૌંદર્યદ્વારા વીરાને પ્રતિબોધ્યો, નીચે પડતાં બચાવ્યો.

એ બહેનને અમારા વંદન હો.



# ચંદનબાળા

[ ૧ ]

'ધીબડાંગ, ધીબડાંગ, ધીબડાંગ.'

યુદ્ધની નોબત વાગી. લડાઈના શંખ ફુંકાયા. મ્યાનમાંથી તરવારો ચમકી. હવામાં ભાલા વીંઝાયા. ચંપાનગરીના દરવાજા ધડોધડ બંધ થયા.

ચંપાનગરી નામે એક નગર હતું. દધિવાહન નામે રાજા ત્યાં રાજ કરતો. તેને નથી કોઈની સાથે અદાવત કે તકરાર. પોતે ભલો ને પોતાનું રાજ ભલું. પ્રજાને પુત્રની જેમ પાળતો. પ્રજાના સુખે સુખી થતો, પ્રજાના દુઃખે દુઃખી થતો.

તેના રાજ્યમાં અચાનક લડાઈની નોબત વાગી. હજુ સવાર તો થયું ન હતું. એટલે રાજા ઊંઘમાંથી જાગ્યો. તેની સ્ત્રી રાણી ધારિણી ઊંઘમાંથી ઝબકયા. રાજા બહાર આવ્યા. રાણીય પાછળ પાછળ બહાર આવ્યા.

આખી ચંપાનગરીના લોક જાગી ઊઠયા. યુદ્ધના સમાચાર આપવા સિપાઈઓ રાજમહેલે દોડયા.

'મહારાજ, કૌશામ્બીનો શતાનિક રાજા આપણા રાજ પર ચડી આવેલ છે. તે ખાઇ નજદીક આવી પહોંચ્યો છે, અને કોટપર ચડવા પણ મહેનત કરશે. તેમનો સામનો કરવા સિપાઇઓને ગોઠવી દીધા છે. શહેરના બધા દરવાજા બંધ કર્યા છે.'

રાજાએ કહ્યું: 'ઠીક, પણ તરત જઇને એકે એક સિપાઈને લડવા માટે તૈયાર કરો. હું પણ આવું છું. કોટ પર સૈન્યને એવી રીતે ગોઠવો કે કોટ પર ચડવા મથતા શત્રુના માણસનું ધડ કપાઈને ખાઈમાં જ પડે.'

શહેર આખામાં સમાચાર ફેલાઇ ગયા: 'શતાનિક રાજા ચડી આવ્યો છે. યુદ્ધની તૈયારી થાય છે.' આથી લોકો દરદાગીના સંતાડવા લાગ્યા. વહાલી ચીજો અળગી કરી ગુપ્ત સ્થળે મૂકવા લાગ્યા, અને શું થાય છે તેની રાહ જોવા લાગ્યા.

સૈન્ય આખું તૈયાર થયું. કોટની રાંગે ચડી ગયું. નિસરણી મૂકી કિલ્લો ચડતા શત્રુનું માથું ધડથી જુદું થવા લાગ્યું. ખાઈનું પાણી લાલચોળ થયું. બાણોનો વરસાદ વરસ્યો.

પણ શતાનિક રાજાનું લશ્કર મોટું હતું, તેને દધિવાહન જેવો નાનકડો રાજા ક્યાંથી પહોંચે. શત્રુઓએ એક સામટો હલ્લો કર્યો. મોટી મોટી નિસરણીઓ લાવી કોટની ચારે બાજુથી ચડવું શરૂ કર્યું, અને જાનના જોખમે કેટલાક ઉપર ચડી ગયા. તેમણે ધમાલ મચાવી દરવાજા ઉઘાડી નાખ્યા. શત્રુઓનું સૈન્ય ચંપાનગરીમાં દાખલ થયું.

દધિવાહન રાજાની હાર થઈ. પકડાવાની બીકે તે નાઠો.

લશ્કર પણ નાઠું. આ સિવાય બીજો કોઈ રસ્તો કોઈને ન સૂઝ્યો.

શતાનિક રાજાએ ચંપાનગરીમાં પ્રવેશ કર્યો. સિપાઈઓને હુકમ કર્યો: 'નગરમાં જાઓ ને લૂંટ ચલાવો. ફાવે તેટલું લઈ લો, લેવાય તેટલું લૂંટી લો.'

નગરમાં હાહાકાર થયો. લોકો ફાવે તેમ નાઠા—યુવાનો ને વૃદ્ધો, યુવતીઓ અને ડોશીઓ. ચારે બાજુ રડારોળ ને બુમરાણ મચી રહી.

આ ધાંધલમાં ધારિણી રાણી પોતાની પુત્રી સાથે નાસી છૂટી, દરવાજા બહાર નીકળી ગઈ, અને ઉઘાડે પગે તેઓ આગળ દોડયે જ ગયા. ધારિણીએ નથી વેઠયા દુ:ખ કે નથી જોયો ટાઢ તડકો. ઉઘાડા પગમાં કાંટા કાંકરા પેસી જતા, લોહિની ટસીઓ ફૂટતી, છતાં તેઓએ દોડવાનું ચાલુ જ રાખ્યું.

મા દીકરીએ દોડતા દોડતા પાછળ જોયું. એક સાંઢણી પૂરવેગે દોડતી આવી રહી હતી. એટલે બન્ને જોરથી દોડયા. પણ ક્યાં તેમની ઝડપ અને ક્યાં સાંઢણીનો સપાટો. થોડીવારમાં સાંઢણી તેમની પાસે આવી ઊભી.

તેના પરથી સવાર નીચે ઊતર્યો. ધારિણી ને તેની પુત્રીને પકડયા. તેમને જોરજુલમથી સાંઢણીપર બેસાડયા અને સાંઢણીને ભયંકર જંગલ તરફ હાંકી મૂકી.

[ ૨ ]

ધારિણીની પુત્રીનું નામ વસુમતી. ટૂંકું નામ વસુ હતું અને ખરેખર તે વસુ હતી. પૃથ્વીની તે દીકરી હતી.

પૃથ્વીના પડમાંના અનેક રત્નોમાંની તે એક હતી! ગુણ ને રૂપનો ભંડાર હતી. હજુ યુવાવસ્થાને ઉંબરે ઊભી હતી.

સાંઢણી સવાર એક ભયાનક જંગલમાં બેઠો છે. પાસે ધારિણી ને વસુ ઊભા છે.

ચારે બાજુ ઝાડ, ઝાડ ને ઝાડ. ઊંચા ને ઊંચા, એક બીજામાં ગુંચવાયેલા. સુરજ ન દેખાય અને આકાશે ય ન દેખાય એવું ગાઢું જંગલ. ચારે બાજુથી ભયંકર અવાજ સંભળાય. જંગલી પશુઓ ને જંગલી પ્રાણીઓ, જંગલી જાનવરો ને જંગલી પક્ષીઓ, જંગલી ઝાડો ને જંગલી દેખાવ. બધુંય જંગલી. ત્યાં માણુસ કયાંથી દેખાય!

ઉતાવળે નાસતો સાંઢણી–સવાર આરામ લેવા બેઠો છે. ધારિણી ને વસુને સાંઢણી પરથી ઉતારે છે, પણ તેમને ચેન નથી. તેઓને બીક છે કે સવાર શું યે કરશે? તેઓ તો પ્રભુનું સ્મરણ કરી રહ્યાં છે. પોતાની લાજ રાખવા ઈશ્વરને પ્રાર્થી રહ્યાં છે.

થોડો વખત જતાં સવાર બોલે છે. તેના મુખમાંથી અપવિત્ર શબ્દો નીકળે છે: 'બાઇ, હવે બોલો જોઈએ કે અહીં તમારું કોણ છે?'

ધારિણી જવાબ આપે છે: 'કોઈ નહિ, ભાઇ, ઉપર આભ ને નીચે ધરતી!'

'ત્યારે હવે મારું કહ્યું માનો. તમે મારી સાથે પરણો. હા પાડો એટલે સુખી કરીશ. કોઈ વાતની ઉણપ આવવા નહિ દઉં. ના પાડશો તો....' તે વધારે ન બોલી શક્યો.

ધારિણી વિચારે છેઃ 'અરે, શિયળ ભંગ થવાનો સમય આવ્યો. મારું કુળ લજવાશે. મારો ધર્મ ઝાંખો પડશે. શિયળનો ભંગ થયા પછી જીવવાનું પણ ધૂળ થશે!'

વિચારે ચડતાં તેને યુક્તિ જડે છે. તરત તેનો ઉપયોગ કરે છે. જીભ કચરીને તે મરણ પામે છે. તે જ્યાં ઊભી હતી ત્યાં જ ઢળી પડે છે.

'બા, બા.' કરતી વસુ ચીસ પાડે છે. જુએ છે તો હાલતી ચાલતી બાને બદલે ખાલી માનો દેહ જુએ છે. તે ઝૂમ જ રડે છે.

આ જોઇ સવારને દયા આવે છે. પોતાની ભૂલથી થયેલ ધારિણીના મૃત્યુ માટે પસ્તાય છે અને વસુને કહે છેઃ 'બહેન! તું ગભરાઇશ નહિ. હું તારો ભાઇ છું. મારી ભૂલ થઈ ગઈ, પણ હવે શોક કર્યે શું વળશે!'

તેઓ બન્ને સાંઢણી પર બેસે છે, અને પૂર વેગે તેને હાંકી મૂકે છે. રસ્તામાં સવાર વસુ સામે જુએ છે ને વિચારે છેઃ 'અહો! છોકરી કેવી રૂપાળી છે, પણ તેને કાંઇ કહેતાં તેની માની માફક તે અણછાજતું કરી બેસશે. આને ઘેર રાખવી એ પણ ઠીક નથી, ત્યારે તેને બજારમાં વેચી દઉં તો ઠીક. એ રીતે મોં માગ્યા પૈસા પણ મળશે.'

આમ વિચારી તે કૌશામ્બી તરફ ઉપડે છે. કૌશામ્બી એ શતાનિક રાજાનું રાજ્ય છે. ત્યાં તે આવી પહોંચે છે.

[૩]

કૌશામ્બી શહેર એટલે હજારો માણસોની વસ્તીથી વસેલું ભરચક શહેર. તેના મોટા રસ્તા જુઓ, ચૌટાં જુઓ

કે બજાર જુઓ, બધેય કંઈક વિવિધતા દેખાય. દરેક જાતનો માલ ત્યાં વેચાય. વળી અઠવાડિયે અઠવાડિયે મોટે ચોટે બજાર ભરાય. તેમાં દેશ દેશના માણસ આવે. દેશ દેશની ચીજો વેચાય. સોય જેવી ઝીણી ચીજ ત્યાં મળે, ને હીરા જેવી મોંઘી ચીજ પણ મળે. ત્યાં ઢોર વેચાય ને માણસ વેચાય. બધુંય વેચાય. જેને જે જોઇએ તે મળે.

સાંઢણીનો સવાર બજારમાં આવી ઊભો છે. સાથે વસુ પણ છે. તે તેને વેચવા ઊભો છે.

બજાર ભરાયું છે. માણસોની ઠઠ જામી છે. જે કોઈ ત્યાંથી નીકળે છે તે વસુ સામે જુએ છે. તેના રૂપથી અંજાય છે. તેની કાન્તિથી આકર્ષાય છે. પણ તેની કિંમત સાંભળી પોતપોતાને રસ્તે પડે છે.

એક વેશ્યા આવે છે. તે તો કોશામ્બીની પ્રખ્યાત વેશ્યા છે. તે વસુને જુએ છે. તેનું રૂપ જોઈ, તેની કાન્તિ જોઈ તેને ખરીદવા તે મૂલ્ય ઠરાવે છે. મોં માગ્યા પૈસા આપવાને તૈયાર થાય છે—એમ વિચારીને કે વસુ રૂપાળી છે, વસુ ભર યૌવનમાં છે. તેનાથી કેટલાયના મન રંજન થશે, એથી મારા પૈસા વસુલ થશે.

પણ વસુને તેના પોશાક પરથી, હાવભાવ પરથી લાગે છે કે તે વેશ્યા છે. ત્યાં જઇ અમૂલ્ય શિયળરત્ન ગુમાવવું તેને ભયંકર લાગે છે. તે તેની સાથે જવાની ના કહે છે.

ભારે રકજક ચાલે છે. વેશ્યા વસુનો હાથ પકડી ખેંચે છે. વસુ ઢસડાય છે.

એવામાં એક શેઠ આવી પહોંચે છે. તે કૌશામ્બીના વેપારી છે. બજાર જોવા નીકળ્યા છે જોઈતી ચીજ ખરીદવા નીકળ્યા છે. તે વસુને ટસકાતા જુએ છે. આસપાસ માણસની ઠઠ જુએ છે એટલે ત્યાં જાય છે. બધી વાત જાણે છે, અને નાની છોકરીની દયા આવે છે. તે મોં માગ્યા પૈસા આપી વસુને ખરીદે છે. ખરીદીને પોતાને ઘેર લઇ જાય છે.

બાળા કંઈ બોલતી નથી કે ચાલતી નથી. મોં શીવીને રહી છે. આંખમાંથી આંસું ટપકે છે.

શેઠ ઘેર આવી પોતાની સ્ત્રી મૂળાને કહે છેઃ 'મૂળા! આ વખાની મારી કોઈ સારા કુટુંબની દીકરી દુઃખમાં આવી પડી છે. તેને આપણે ત્યાં રાખવાને મારો વિચાર છે. માટે તેને બરાબર સાચવજે.'

થોડા દિવસ તો બરાબર ચાલે છે. મૂળા તેને પુત્રી માફક ઉછેરી મોટી કરે છે, પણ હવે વસુ યુવાન થઈ છે. તેનું સૌંદર્ય પૂર્ણ પણે ખીલ્યું છે. શરીરનો વિકાસ સંપૂર્ણપણે થયો છે.

આથી મૂળાની બુદ્ધિ બગડે છેઃ 'અહો! વસુમતી કેટલી રૂપાળી છે! તેનું રૂપ ભલભલાને આકર્ષે તેવું છે. વળી શેઠ તેને ઘેર મૂકી આવતા નથી તેનું કારણ કાંઈક હોવું જોઇએ. જરૂર શેઠ તેના રૂપ પર મોહ પામ્યા હોવા જોઇએ અને જો શેઠ તેને પરણ્યા તો મારી જિંદગી ધૂળ થશે.'

આવો વિચાર આવતાં શેઠાણી વસુ તરફ અક્કડાઈથી ને અભિમાનથી વર્તે છે.

પણ વસુમતિ તો જેવો રૂપનો ભંડાર છે તેવી જ ગુણનો ભંડાર છે. મીઠું મીઠું બોલે છે, શેઠાણી કોઈ કામ કરતી હોય તો વચ્ચેથી ઝડપી લે છે; તેના મુખમાંથી પડતો બોલ અડધેથી ઝીલી લે છે. તે સર્વેને વહાલી લાગે છે. તેનાથી આખા લત્તાનું વાતાવરણ ફેરવાય છે. લત્તાની છોકરીઓ પણ ડાહી ને વિવેકી થાય છે. અને વાતાવરણ એવું બને છે કે જાણે ચંદનમય. ધનાવહ શેઠ પણ એ જુએ છે, ને તેથી તેનું લાડકોડવાળું નામ પાડે છે ચંદનબાળા.

અને પછી આખો લત્તો ને શહેર ચંદનબાળાના નામથી જ વસુને ઓળખે છે.

[૪]

શેઠ બહાર ગામથી આવે છે. તાપ સખત લાગ્યો છે. પગે ધૂળ ચોટી છે. ઘરમાં કોઇ નથી, ફક્ત છે ચંદનબાળા એકલી. મૂળા શેઠાણી પાડોશીને ત્યાં બેસવા ગયા છે, નોકર ચાકર આડા અવળા છે. કોઇ પાણીનો લોટો ભરી આપે તેવું નથી.

ચંદનબાળા પાણીનો લોટો લાવે છે. નીચા વળી ધર્મ-પિતાના પગ ધોએ છે. વાંકા વળતા તેના વાળની લાંબી વેણી નીચે પાણીમાં પડે છે. શેઠ જુએ છે, એટલે વેણીને ઊંચી લઈ, ચંદનબાળાની પીઠ પર મૂકે છે.

બરાબર તે જ વખતે મૂળા શેઠાણી આવે છે. આ દેખાવ જુએ છે ને પેટમાં ફાળ પડે છે: ' શેઠ ચંદનબાળા પર મોહ્યા. શેઠ વસુનાં થયાં! મારી ધારણા ખરી પડી. હવે

તો જેમ બને તેમ જલદી વસુનું કાંસળ કાઢું ત્યારે જ વાણિયાણુ ખરી. જો ભૂલ ખાધી તો શેઠ મને ભૂલી જશે. શેઠ વસુના થશે. હું નોકરડી ગણાઈશ. જીવતે જાગતે શોકય જોઈશ!'

તે વખતે શેઠાણીએ ગમ ખાઈ લે છે, પણ પાંચ સાત દિવસ પછી વ્યાપારને કામે શેઠ ફરી વખત બહારગામ જાય છે. શેઠાણી આ અવસરને સાધે છે. નોકર ચાકરને બહાર મોકલે છે. ઓળખીતા હજામને બોલાવે છે.

સુંદર દેખાતી વસુમતીને પરાણે હજામ પાસે બેસાડી, જોર જુલમથી તેના વાળ કપાવે છે, ક્ષણ બેક્ષણમાં વસુ મુંડ બને છે, વાળ વગરની બને છે. જે વાળ પર શેઠ મોહ્યા હતા તે વાળ નીચે પડે છે. ચંદનબાળાનો મુંડો ઝગઝગારા મારે છે.

પછી તેને ભોંયરામાં લઈ જઈ, મજબૂત સાંકળવડે તેના હાથ પગ બાંધે છે. સાંકળે મજબૂત તાળું વાસે છે. એટલાથીય સંતોષ ન પામતાં ગડદાપાટુનો વરસાદ વરસાવે છે, અને દાઝ પૂરી થતાં ભોંયરું બંધ કરી દે છે.

પછી તો ત્રણ દિવસ સુધી શેઠ આવતા નથી. અને ત્યાંસુધી મૂળા શેઠાણીએ ચંદનબાળાને નથી આપ્યું ખાવાનું કે પીવાનું, ઓઢવાનું કે બેસવાનું. ત્રણ ત્રણ દિવસ સુધી ભોંયરું બંધ જ રાખ્યું છે.

ચંદનબાળા, એકલી ને અટુલી ભોંયરામાં ત્રણ ત્રણ દિવસથી બેઠી છે. ભગવાનનું નામ દે છે. આંખમાંથી આંસુ સારે છે. શરીરનું ભાન ભૂલી ગઈ છે. તેને નથી સાંભરતું

ખાવાનું કે નથી સાંભરતું પીવાનું, તેને નથી સાંભરતું ઓઢ-વાનું કે પાથરવાનું, તે તો ફક્ત સંભારે છે ભગવાનનું નામ.

[ ૫ ]

'કૌશામ્બી નગરીના નરનારીઓ! શ્રમણ ભગવાન મહાવીરનો અભિગ્રહ પૂરો કરો!'

નગરના નરનારીઓ રસ્તેથી પસાર થતાં યોગીને જોઇ રહેલ છે.

આજે પાંચ પાંચ માસ થયા, ઉપર પચીસ દિવસ થયા, છતાં એ યોગીનો અભિગ્રહ પૂરો નથી થયો, યોગીના ઉપવાસ ચાલુ છે.

એ યોગી ઘેરે ઘેર જાય છે. 'ધર્મલાભ' કહી ઊભા રહે છે, પણ અભિગ્રહ પૂરો ન થતાં પાછા ફરે છે.

કેટલી કઠિન તપશ્ચર્યા પછી તેણે પ્રતિજ્ઞા લીધી છે, મન સાથે નિશ્ચય કર્યો છે:

'જે કોઇ સતી સ્ત્રી હોય, માથે મૂંડો હોય, પગમાં લોઢાની બેડી હોય, ભૂખી હોય, ઉંબર પર બેઠી હોય, એક પગ ઉંબરની અંદર ને એક પગ બહાર હોય, આંખ-માંથી આંસુ સરતા હોય, તેવી કોઇ સ્ત્રી જો અડદના બાકળા વહોરાવે તો અભિગ્રહ પૂરો કરવો, ત્યારે પારણું કરવું.'

નિશ્ચય કઠણ! પણ નિશ્ચયનો કરનાર પણ પોચો ન હતો. તેણે સખતમાં સખત દુઃખ વેઠયું હતુ—ઉઘાડે ડીલે, હાથે ને પગે, કોઇ પણ વસ્તુનો આશ્રય લીધા વગર. તેને પોતાના બળમાં અપૂર્વ શ્રદ્ધા હતી.

કૌશમ્બીનો રાજા શતાનિક અને તેની રાણી મૃગાવતી યોગીને પારણું કરાવવા ઘણી મહેનત કરે છે. જુદી જુદી જાતની વાનીઓ, જુદા જુદા માણસોદ્વારા જુદી જુદી રીતે વહોરાવે છે, પણ અભિગ્રહ પૂરો થતો નથી.

અને યોગી ભીક્ષા માટે એક સ્થળેથી બીજે સ્થળે ફર્યા કરે છે—એક પણ શબ્દ બોલ્યા વગર. ફરતા ફરતાં તે ધનાવહ શેઠને ત્યાં આવી પહોંચે છે. બારણામાં પ્રવેશતાં જ જુએ છે:

'કુંવારકા, પગમાં બેડી, માથે મૂંડો, ઉંબર પર બેઠેલી અને હાથમાં અડદના બાકળાવાળું સૂપડું !'

'અભિગ્રહ પૂરો થશે?' ભગવાન આગળ વધે છે.પણ આ શું? યોગી પાછા ફરે છે. વિચારે છે: 'અભિગ્રહમાં બધુંય છે, પરંતુ આંખમાંઆંસુ નથી.'તેથી તે પાછા ફરે છે.

ચંદનબાળા વિચારે છે: 'અહો ! જમવાની શરૂઆત કરતાં પહેલાં મુનિરાજનું આગમન થયું, પણ હું હીનભાગી કે તે વહોરાવ્યા વગર પાછા ફર્યા.' અને આંખમાંથી આંસું પડે છે.

બારણા સુધી પહોંચ્યા પછી યોગી અચાનક પાછળ જુએ છે. અને જુએ છે તો બાળાની આંખમાંથી આંસુ ટપકી રહ્યાં છે.

યોગી પાછા ફરે છે. અભિગ્રહ પૂરો થયો જાણે છે. ચંદનબાળાની પાસે આવી ઊભા રહે છે અને ઉચ્ચારે છે:

'ધર્મલાભ.'

ચંદનબાળા આનંદ પામી અડદના બાકળા વહોરાવે છે.

અને ગગનભેદી અવાજ થાય છે:

'શ્રમણ ભગવાન મહાવીરનો જય! સતી શ્રી ચંદનબાળાનો જય! વસુમતીનો જય!'

બેડી તૂટી જાય છે. ફૂલનો વરસાદ વરસે છે. માથે વાળની વેણી હતી તેવી ને તેવી થાય છે.

આડોશીપાડોશી આ વાત જાણે છે. રાજાને ય ખબર પડે છે. તે પણ આવે છે. ધનાવહ શેઠ લુહારને લઈ આવે છે. મૂળા શેઠાણી ચંદનબાળાને શેઠે ભોંયરામાંથી બહાર કાઢી એ સાંભળતાં લડવા માટે તૈયાર થઈ આવે છે.

પણ....દૃશ્ય જોતાં બધાં પ્રભુ મહાવીરને પગે પડે છે. મૂળા શેઠાણી ફક્ત એક જ ક્ષણમાં શત્રુ મટી માતા બને છે.

બન્યું હતું એમ કે બે દિવસ ચંદનબાળાને ભોંયરામાં પસાર થયા. ત્રીજે દિવસે સવારે શેઠ બહારગામથી આવ્યા. ચંદનાને ન જોતાં ચારે બાજુ તપાસ કરાવી. ક્યાંય પત્તો ન લાગ્યો.

આથી શેઠને મૂળા શેઠાણી પર વહેમ આવ્યો. પણ તે ત્યાં ન હતા. એટલે નોકરને બોલાવીને ધમકાવ્યા. એક નોકરે વાત કહી દીધી. શેઠે તરત ભોંયરાને વાસેલ તાળું તોડ્યું. ચંદનાને બહાર કાઢી. શરીર સૂકાયેલ, મુંડન થયેલ ચંદનાને જોઈ તેમની આંખમાં આંસુ આવ્યા. વસુને વહાલથી ભેટી પડ્યા, ને મહામહેનતે ભોંયરાની બહાર લાવ્યા.

ચાલવાની શક્તિ ચંદનબાળામાં રહી નથી એટલે તે બારણામાં બેસી ગઈ. શેઠે સાંકળ તોડવા મહેનત કરી પણ

એમ ક્યાંથી તૂટે ? એટલે લુહારને બોલાવવા ઊપડયા. એટલામાં તેમને યાદ આવ્યું કે ચંદનબાળા ભૂખી છે, તેથી નોકર પાસે ખાવાનું મંગાવ્યું. તો જણાયું કે મૂળાએ કંઈ રહેવા દીધું નથી.

એક નોકરે કહ્યુંઃ 'કહો તો અડદના બાકળા લાવું. ઢોર માટે બાફેલા છે !'

શેઠ કહેઃ 'એ તો એ લાવ. થોડા પેટમાં જશે એટલે શક્તિ આવશે.'

નોકર સૂપડામાં બાકળા લાવ્યો. શેઠ લુહારને તેડવા ગયા, અને ચંદનબાળા વિચારે ચડીઃ 'અહો ! હું ત્રણ ત્રણ દિવસે પારણું કરું તે પહેલાં કોઈ અતિથિ આવે તો મારા કેવા ભાગ્ય !'

તેની ઇચ્છા પૂરી થઈ. શ્રમણ ભગવાન મહાવીર પધાર્યા. તેમનો અભિગ્રહ પૂરો થયો. ચંદનબાળાની ઇચ્છા પૂરી થઇ. સર્વ સ્થળે જયજયકાર થયો.

કોણ ઇન્કાર કરશે કે પ્રકૃતિની લીલા સિવાય આ બની શકે !

[ ૬ ]

ચંદનબાળા એ જ વસુમતિ છે, ચંદનબાળા એ જ દધિવાહન રાજાની પુત્રી, ધારિણી રાણીની વહાલસોઈ દીકરી અને ચંપાનગરીની રાજકુંવરી છે એવું પોતાના માણસ પાસેથી સાંભળતા કૌશામ્બી નગરીની રાણી મૃગાવતી ધનાવહ શેઠને ત્યાં આવી, આગ્રહ કરી ચંદનાને રાજમહેલે તેડી ગઈ.

હવે ચંદના રાણીની બહેનપણી બની. મૃગાવતી અને ચંદના જાણે સગી બહેનો.

છતાં ય ચંદનાનું ધ્યાન તો આત્મિક સુખ શોધવામાં છે. નિયામત રીતે તે દરરોજ પ્રભુની સેવા કરે છે. ગરીબ ગુરબાને આશ્રય દે છે. ભુખ્યાને ભોજન દે છે. અતિથિનું સન્માન કરે છે.

એવામાં સમાચાર આવ્યા: 'પ્રભુ મહાવીર જ્ઞાની થયા. સર્વ વસ્તુના જાણકાર થયા. તેમણે સર્વ જીવ સાથે સમભાવ સાધ્યો.'

એટલે ચંદનબાળાએ શતાનિક રાજાની રજા લીધી, મૃગાવતી રાણીની આજ્ઞા લીધી, ધનાવહ શેઠ ને મૂળા શેઠાણીના આશીર્વાદ લીધા અને શ્રમણ ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધી. સંસારનો ત્યાગ કરી સાધ્વી થયા. પ્રભુ મહાવીરના પ્રથમ શિષ્યા થયા.

પછી તો જ્ઞાન મેળવવા તપ કર્યું, સંયમ પાળ્યો, મનને કબજે કર્યું, વચનને ને કાયાને પણ કબજે કરી. પાછળથી રાણી મૃગાવતી તેમની શિષ્યા થયા.

એક વખત ચંદનબાળા ને મૃગાવતી શ્રમણ ભગવાન મહાવીરની વાણી સાંભળવા ગયા હતા. સાંજ પડી ગઈ હતી, અને માનવીનો મોટો સમૂહ એકઠો થયો હતો. એમાં ગુરુ શિષ્યા છૂટા પડી ગયા. એક બીજાને ખોળતાં અંધારું થવા આવ્યું એટલે ચંદનબાળા ઉતાવળા ઉતાવળા ઉપાશ્રયે પહોંચી ગયા.

મૃગાવતી ય ગુરુને શોધતાં શોધતાં ન જડવાથી ઉપાશ્રયે આવ્યા. ત્યારે ચંદનબાળાએ તેમને ઠપકો દીધો:

'મૃગાવતી! તમે કુલીન સ્ત્રી છો. કુલીન સ્ત્રી થઇને રાત્રે બહાર રહેવું એ ઠીક નથી.'

આટલો જ ઠપકો બસ હતો, આટલા જ ઠપકાથી મૃગાવતીનું હૃદય ફફડી ઊઠયું. રાત્રે મોડા થવામાં પોતાનો જ દોષ હતો, એ બદલ તેમને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

રાત્રે સૂતી વખતે ય તેમને ચેન ન પડયું. આંખમાં ઊંઘ આવી ને ઊડી ગઇ. ગુરુની પથારી પાસે પાથરેલ પોતાની પથારીમાં બેઠા બેઠા ય તેમને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

પશ્ચાત્તાપથી તેમનું હૃદય હલકું થયું.આત્માને જકડી રાખનારા સર્વ કારણો દૂર થયાં તેમણે આત્માને અજવાળ્યો.

મધરાત થઇ ગઇ હતી, આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું છતાંય તે પથારીમાં બેઠા હતા. તે વખતે એક મોટો કાળો નાગ ગુરુની પથારી પાસેથી પસાર થયો.

આત્મજ્ઞાનવડે ગાઢા અંધકારમાં તેમણે નાગને જોયો. ગુરુને તે ઈજા ન કરે એ ઇચ્છાએ ચંદનબાળાનો હાથ તેમણે ઊંચો કર્યો. નાગ હાથ નીચેથી પસાર થયો.

ચંદનબાળા જાગી ઊઠયાં. મૃગાવતીને જાગતી જોઈ સૂઈ જવા કહ્યું, અને હાથ ઊંચો કરવાનું કારણ પૂછયું.

મૃગાવતીએ નમ્રતાથી બધી વાત કહી, પોતાને જ્ઞાન થયાનું જણાવ્યું.

મૃગાવતીને આત્મજ્ઞાન થયેલ જાણી ચંદનબાળા બેઠાં થયાં. પોતે તેમને ઠપકો દેવા બદલ માફી માગી, અને પોતે પણ આત્મવિચારણાએ ચડ્યા.

અને ક્ષણવારમાં તેમનાં આવરણો-પાપ પણ દૂર થયા. તેમનો આત્મા નિર્મળ થયો.

આમ ગુરુ ને શિષ્ય બન્નેએ આત્માનું સુખ શોધ્યું.

ભગવાને જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે તેમણે-એક અબળાએ સબળા થઇ પ્રાપ્ત કર્યું.

આત્માને અજવાળી, મન, વચન ને કાયા પર વિજય મેળવી, શિયળ પાળી ને તપ આચરી ચંદનાએ ચંદન જેવી સુવાસ પ્રસરાવી. એ ચંદનબાળાને વંદન હો.

# રાજુલ

## [ ૧ ]

વાજા વાગી રહ્યા છે. ઢોલી ઢોલ ટીપી રહ્યો છે. શરણાઈઓના સૂર નીકળી રહ્યા છે. ત્રાંસાનો ગડગડાટ વાતાવરણમાં મળી ગયો છે. લોકોના ટોળેટોળાં મળી રહ્યાં છે. ઉગ્રસેન રાજાનો મહેલ નવા રંગરોગાનથી ઝગમગી રહ્યો છે. મથુરા નગરીનો રાજા ઉગ્રસેન અને રાણી ધારિણી ધમાલમાં પડ્યાં છે. મંગળ ધવળ ગવાઈ રહ્યા છે,

આજે ઉગ્રસેન રાજાની પુત્રી રાજેમતીનો લગ્ન દિવસ છે. તેને વરવા દ્વારિકાથી નેમિનાથ કુમાર આવનાર છે. કૃષ્ણ ને નેમિકુમાર કાકા દાદાના ભાઈઓ થાય. નેમિકુમાર એટલે રૂપનો ભંડાર ને ગુણનો ખજાનો.

જાન આવી પહોંચી છે. રાજા સામૈયું કરે છે, અને મોટા આડંબર સાથે જાન રાજમહેલ સુધી પહોંચે છે. ઉત્સાહનું વાતાવરણ ફેલાયેલું છે. સર્વેના મુખ પર આનંદ આનંદ છે. વરઘોડામાંથી સૌથી પાછળ નેમિકુમારનો રથ છે.

નેમિકુમાર જ્ઞાની છે. જ્ઞાનીને આત્મા સિવાય બીજી શાની ઝંખના હોય ! એ સિવાયની સર્વ ચીજ તેમને માયા લાગે.

તેમનું ચિત્ત આત્મામાં છે, કહો કે ધર્મમાં છે. શાંત ચિત્તે તે સંસારની માયા જોયા કરે છે.

ત્યાં એકાએક શોરબકોર સંભળાય છે-બકરાંનો ને ઘેટાંનો, હરણાંનો ને સસલાનો, કૂકડા મરઘાંનો, નાના નાના પક્ષીઓનો.

નેમિનાથ વિચારે છે: 'અરે ! આટલા બધા પશુ પક્ષીઓની બૂમરાણ અહીં કયાંથી ?'

તે સારથિને પૂછે છે: 'હે સારથિ ! જરા તપાસ કર ને જો કે આટલા બધા પશુ પક્ષીની બૂમરાણ કયાંથી આવેછે !'

સારથિ જવાબ આપે છે: 'મહારાજ ! એ અવાજ બકરાં ને ઘેટાં, સસલા ને હરણાં, મરઘા કૂકડાં ને નાના નાના પક્ષીઓનો છે. આજે લગ્નનો પહેલો દિવસ છે, એટલે જમણ કરવાને આ બધા પશુપક્ષીને પકડેલાં છે. તેઓને મરવાની બીક છે, તેથી તેઓને નાસી છૂટવું છે. પણ પાંજરામાં પૂરેલ હોવાથી તેઓ નાસી શકતા નથી.એથી બૂમાબૂમ કરે છે !'

નેમિકુમાર એક ચિત્તે સાંભળે છે. નેમિકુમાર દયાવાળા છે. અહિંસાને ખરા અર્થમાં જાણે છે. સર્વ જીવને પોતાના જેવા જ સમજનારા છે, એટલે તે વિચારે છે: 'અહો ! કેવું ઘોર પાપ ! કીડી શું, મંકોડી શું, હાથી શું કે માણસ શું, સર્વમાં સુખ દુઃખની એક જ સરખી લાગણી છે. આપણને જ કોઈ મારી નાખે તો કેવું દુઃખ થાય. આપણને કોઈ દુઃખ દે તો આપણે તેની સામા થઈએ, કારણ કે આપણામાં સામા થવાનું બળ છે, આપણે સ્વતંત્ર છીએ, આપણે બળવાન છીએ. બિચારા પ્રાણી તો નિર્દોષ છે. જેણે કોઈનો વાળ વાંકો નથી

કર્યો, જે કોઈના વાંકમાં આવ્યા નથી, એ બિચારા નિર્બળ પ્રાણીને મરાય શી રીતે? માણસો સબળ થઇને નિર્બળ સામે શી રીતે હાથ ઉગામી શકે! સબળ નિર્બળને મારે, સબળ નિર્બળને દુઃખ દે, સબળ નિર્બળનું મન પણ દુભવે ત્યાં અહિંસા ન હોઈ શકે, સત્ય ન હોઈ શકે. જ્યારે સત્ય અને અહિંસા એ મારો ધર્મ છે. અને આ બધું મારા માટે થાય છે. મારા લગ્ન નિમિત્તે આ ઘોર પાપ મંડાવાનું છે, તો જે લગ્ન નિમિત્તે ઘોર પાપ કરવામાં આવતું હોય એ લગ્ન મારે ન કરવા, મારે માટે એક કીડી તો ન જ મરવી જોઇએ, એટલું જ નહિ પણ કોઈ પ્રાણીનું મન પણ ન દુભાવું જોઇએ. જો મારા લગ્ન માટે આટલી હત્યા થતી હોય તો, એ લગ્ન મારે ન કરવા. કરવા ન જ જોઇએ.'

તે સારથિને કહે છે: 'સારથિ! રથને પાછો વાળ, અને જ્યાં એ દુઃખી પ્રાણીઓને બાંધેલા છે ત્યાં મને લઈ જા.'

સારથિ રથને પ્રાણીઓથી ભરેલ વાડામાં લઈ જાય છે. નેમિકુમાર ત્યાં જુએ છે: 'કોઇને પાંજરામાં પૂરેલ, કોઇને દોરડાથી બાંધેલ. કોઇને જાળમાં તો કોઇને પગે બાંધેલ. કોઈ પ્રાણીનાં નાના બચ્ચાં તો કોઈ મા-બેટાની જોડી, પતિ-પત્ની જોડી, તો કોઈ ભાઇ-બહેનની જોડી!'

આ દૃશ્ય શી રીતે જોવાય! તેમનું હૃદય રડી ઊઠયું, પોતાને માટે આ ભયંકર હત્યાકાંડ થવા ન દેવાય, એટલે તે હુકમ કરે છે: 'સર્વ પશુ પંખીને છોડી દો.'

નેમિકુમારનો હુકમ એટલે રાજાના જમાઇનો હુકમ. તેની અવગણના કેમ થાય! જોત જોતામાં પશુ પંખી

છૂટી ગયા. બકરાં છૂટ્યા, ઘેટાં છૂટ્યાં, સસલાં નાઠાં, ને હરણાં દોડયાં, કૂકડા મરઘા નાઠા, પંખીઓ હવામાં ઊડી ગયા. કતલખાને જતા સર્વે જીવ બચી ગયા.

અને નેમિકુમારે હુકમ કર્યો: 'સારથિ! રથને પાછો વાળ.'

ખરરરર કરતો રથ પાછો ફર્યો, વર વગરની જાન થઇ. રંગમાં ભંગ પડ્યો, આનંદને ઠેકાણે શોક ફેલાયો. રથ આગળ ચાલ્યો જ ગયો. માતા મનાવવા ગઇ. પિતા મનાવવા ગયા. સાસુ ને સસરા પગે લાગ્યા. પણ નેમિનાથ એક જ વાત કહે છે: 'એ લગન ન થઈ શકે. હવે સંસાર પરથી મારું મન ઊઠી ગયું છે. હવે રાજેમતિને બદલે મુક્તિ સુંદરીને વરવાના મને કોડ થયા છે. માટે જરાય આગ્રહ ન કરશો'

અને રથ આગળ ચલાવે જ જાય છે.

[ ૨ ]

'સખી, આજ મારી જમણી આંખ ફરકે છે.' રાજમહેલની અંદર શણગાર સજતાં સજતાં રાજેમતીએ પોતાની બહેનપણીને કહ્યું.

'બહેન! ખોટો વહેમ ન લાવશો. વાને લીધે ફરકતી હશે.' સખીએ રાજેમતીને સાંત્વન આપતાં કહ્યું.

'કહો ન કહો. આજે કાંઇ અનિષ્ટ થવાનું છે. બહેન! મારો જમણો હાથ અને જમણું અંગ પણ ફરકે છે. હે પ્રભુ! શું અશુભ થવાનું હશે!'

'રાજુલ બહેન! મનમાં કશો વહેમ ન લાવો. ઘણી વખત અમસ્તી ય આંખ કે અંગૂઠિયાં નથી ફરકતા?'

ફરે ને જંગલમાં ધ્યાન ધરે, અહાર લેવાનું છોડી દઈ આત્મામાં જુએ: 'હું કોણ છું? ક્યાંથી થયો?'

એમ કરતાં તેમને જ્ઞાન થયું. હું કોણ છું તેની તેમને ખબર પડી. હું આ શરીર નથી.પણ શરીરની અંદરનો આત્મા છે. તેને તેમણે ઓળખ્યો. સર્વ જીવો સાથે મૈત્રી બંધાઈ, અને નેજવેલ જ્ઞાનની પ્રભાવના કરવી શરૂ કરી.

રાજેમતીએ તે સાંભળ્યું. માતપિતા સાથે તેમનાં દર્શને ગઈ. નેમિકુમારે તેમને ધર્મનો ઉપદેશ આપ્યો. સત્ય ને અહિંસાને આચરણમાં મૂકવા કહ્યું.

નેમિકુમારનો ઉપદેશ રાજેમતીના હૃદયમાં ઊતરી ગયો રાજેમતિએ માતપિતાની રજા માગી-દીક્ષા લેવાની રજા માગી. પહેલાં તો માતપિતાએ ના કહી પણ પુત્રીની પૂર્ણ ઇચ્છા જોતા હર્ષભેર રજા આપી.

અને એ માટે મોટો ઉત્સવ કરવામાં આવ્યો. રાજેમતિએ કેટલુંય દાન કર્યું, કેળવણી માટે કેટલીક પાઠશાળાઓ સ્થાપી.

શુભ મુહૂર્તે ને શુભ દિવસીયે મોટી ધામધૂમ સાથે વરઘોડો કાઢવામાં આવ્યો. જાનૈયાના અવસરે નેમિકુમારનો મોટો વ [illegible] ઠાઠમાઠ સાથે નગરનો [illegible] આગળ [illegible] કર્યું [illegible] રાજેમતિ [illegible] તેમણે [illegible]
[illegible] નમસ્કાર કરી

રાજેમતીને આ સાંભળી સખીઓ પર તિરસ્કાર આવ્યો. તેણે જવાબ આપ્યોઃ

'તમારા મુખમાં આવી ભાષા શોભે ખરી ? જેને મનથી વરી ચૂક્યા એ જ ખરો પતિ. નેમિકુમાર ગમે તેવા હોય, એ જ મારા પતિ છે. બીજા બધા ભાઈ સમાન. ફરી મારી પાસે આવી હલકટ વાત કદી ન ઉચ્ચારશો.'

વળી એક સખી બોલીઃ

'નેમિકુમાર તો દીક્ષા લેવાના છે. અહીંથી ગયા પ સાધુ થવાના છે. એને પરણશો શી રીતે ?'

રાજેમતીએ જવાબ આપ્યોઃ

'ચાર ફેરા ફરવાથી જ પરણાતું હશે ? હું તો મન જ ફેરા ફરી ચૂકી છું, એટલે હવે ફેરા નહિ ફરાય એ જ તેઓ દીક્ષા લેશે, જ્ઞાન મેળવશે, એટલે તેમની પાસે દીક્ષા લઈશ. સંસારમાં અમારો સંબંધ હતો પતિ-પત્ની હવે થશે ગુરુ-શિષ્યાનો. સંસારમાં તે હાથ ઝાલત, હાથ ઝાલી ઊંચે ચડાવશે !'

બહેનપણીઓ બધી ચૂપ થઈ ગઈ. ફરી વખત કે આ વાત ન ઉચ્ચારી.

મહિનો વીત્યો, બે મહિના વીત્યા, વરસ પ થયું. નેમિકુમારે દીક્ષા લીધી. સંસારનો તેમણે ત્યા રાજમહેલને ત્યાગી ગરવા ગિરનારને મહેલ કર્યો. ગિ ગુફાઓ એ તેમના ઓરડા, ખરબચડી ભૂમિ એ શય્યા, અને ગુફામાંના પથ્થરો એ તેમની ગાદી, સિંહ ને દીપડા તેમનાં દોસ્તદાર,

દૂરે ને જંગલમાં ધ્યાન ધરે, બહાર જોવાનું છોડી દઈ આત્મામાં જુએ: 'હું કોણ છું? ક્યાંથી થયો?'

એમ કરતાં તેમને જ્ઞાન થયું. હું કોણ છું તેની તેમને ખબર પડી. હું આ શરીર નથી.પણ શરીરની અંદરનો આત્મા છે. તેને તેમણે ઓળખ્યો. સર્વ જીવો સાથે મૈત્રી બંધાઈ, અને મેળવેલ જ્ઞાનની પ્રભાવના કરવી શરૂ કરી.

રાજેમતીએ તે સાંભળ્યું. માતપિતા સાથે તેમનાં દર્શને ગઈ. નેમિકુમારે તેમને ધર્મનો ઉપદેશ આપ્યો. સત્ય ને અહિંસાને આચરણમાં મૂકવા કહ્યું.

નેમિકુમારનો ઉપદેશ રાજેમતીના હૃદયમાં ઊતરી ગયો. રાજેમતિએ માતપિતાની રજા માગી–દીક્ષા લેવાની રજા માગી. પહેલાં તો માતપિતાએ ના કહી પણ પુત્રીની પૂર્ણ ઇચ્છા જોતાં હર્ષભર રજા આપી.

અને એ માટે મોટો ઉત્સવ કરવામાં આવ્યો. રાજેમતિએ કેટલુંય દાન કર્યું, કેળવણી માટે કેટલીક પાઠશાળાઓ સ્થાપી.

શુભ મુહૂર્તે ને શુભ ચોઘડીયે મોટી ધામધૂમ સાથે વરઘોડો કાઢવામાં આવ્યો. પરણવાના અવસરે નેમિકુમારનો વરઘોડો ય આટલો ઠાઠમાઠ સાથે નહોતો નીકળ્યો. આગળ સૌ સાજન હતું; પાછળ રાજેમતિ હતા. તેમણે સોળે શણગાર સજેલા હતા. બે હાથ જોડી સર્વને નમસ્કાર કરી રહ્યા હતા.

ગિરનાર પર્વતની તળેટીએ આવી સૌ ધીમે ધીમે ઉપર ચડયા ને જ્યાં નેમિકુમાર ધ્યાન ધરતા હતા ત્યાં આવી પહોંચ્યા.

રાજેમતિના માતપિતાએ આગળ આવી નેમિનાથને કહ્યું:

'પ્રભો! આ મારી દીકરી રાજેમતિ છે. આપનો ઉપદેશ શ્રવણ કરી તેને સંસાર તરફ રુચિ રહી નથી. સંસાર પરથી તેનું મન ઊઠી ગયું છે. આપના માયરેથી પાછા ફર્યા બાદ તેણે સંયમ પાળી, આત્મધ્યાનમાં રહી દીક્ષા લેવા અગાઉની તૈયારીઓ કરી છે. આપની અંતેવાસિની થયા બાદ તે પરિષહ, ઉપસર્ગ સર્વે સહન કરી શકશે એવી મને ખાત્રી છે. માટે તેને આપ મૂંડ કરી મારા પર અનુગ્રહ કરો.'

આમ કહ્યા બાદ તે પ્રભુને નમસ્કાર કરી રાજેમતિને આગળ લાવ્યા રાજેમતિ સંસારાવસ્થામાં પ્રભુના પત્ની થવાના હતા. એટલે નેમિકુમારને જોતાં નીચું જોઈ ઊભા રહ્યા. પ્રભુના તેજથી તેમનું મુખ નીચું ઢળી ગયું.

શ્રી નેમિનાથે રાજેમતિને વિધિયુક્ત દીક્ષા આપી. રાજેમતિએ પોતાની મૂઠીવડે, જેનાવડે દેહ દીપી રહ્યો હતો તે વાળનો લોચ કર્યો. પાંચ મૂઠી વડે, પાંચ ક્ષણમાં સુંદર વાળ જમીન પર પડયા.

સોળે શણગાર ધીમે ધીમે ઊતરી ગયા અને રાજેમતિ એક સ્વચ્છ ને સફેદ વસ્ત્રમાં દીપી રહ્યા. હાથમાં ચરવળો ને મુહપત્તિ, ખભા પર ગરમ કામળી, અને હાથમાં પાત્રા,

આટલો તેમનો પરિગ્રહ. રાજેમતિ દીક્ષિત થયા, રાજેમતિએ સંસારનો ત્યાગ કર્યો. હવે તેમને બાહ્ય ઉપાધિ ના રહી. બાહ્ય ઉપાધિને દૂર તો કરી પણ આંતર ઉપાધિઓ વળગી હતી. હવે તો તેને દૂર કરવા માટે જ તેમને મહેનત કરવાની હતી.

એ માટે તેમણે તૈયારી તો કરી રાખી હતી. દ્વેષને સાવ નિર્મૂળ કર્યો હતો, ક્રોધ, માન, માયા ને લોભને જીત્યા હતા. પણ જીતવાનો બાકી રહ્યો હતો રાગ. રાગ જીતવો બહુ કઠિન છે તે તેઓ જાણતા હતા, એટલા માટે તો તેમણે માયાને વધારનાર સંસારનો ત્યાગ કર્યો હતો.

તે વખતે પોતાના માતપિતાને નમસ્કાર કરતાં તેણે કહ્યું: 'પૂજ્ય પિતાજી! પિતાનો સંબંધ સંસારનો હતો, પણ એ સંબંધથી ય મારે કહેવાનું છે. અને તે એ કે આખા રાજ્યમાંથી હિંસાને હકનાવી દેશો. જ્યાં જ્યાં તમારી આણ વર્તતી હોય ત્યાં અહિંસાનો ઝંડો ફરકાવશો અને અહિંસાના એવા મોટા યજ્ઞ આદરશો કે જેથી લોકો તેમાં ક્રોધ, માન, માયા, લોભ વગેરે હોમી હોમી પવિત્ર થાય. લોકોની સાથે સ્નેહથી વર્તી તમે રાજ્ય કરશો. કોઇની લાગણી સાચી રીતે દુભાવા દેશો નહિ. તો તમારું રાજ તપશે. સાત ક્ષેત્રમાંથી શ્રાવિકાક્ષેત્રને ખૂબ ટેકો આપજો. જેટલો શ્રાવિકા સમુદાયને વધારે સારો ટેકો મળશે, વધારે સારી કેળવણી મળશે, તેટલા જ સારા તેમના સંતાનો થશે. શ્રાવિકા કેળવાશે તો બાકીના સાતે ક્ષેત્રનો વિકાસ થશે. પિતાજી!

છૂટા પડતાં, સંબંધ તજતા માયાને લઇને હર્ષ શોક થાય પણ એ તો ક્ષણિક હોય. બાકી સાચી માયા તો આત્માની રાખશો તો સંસાર સુધરશે !' કહી પિતા પુત્રી છૂટા થયા. માદીકરી વિખૂટા થયા.

[ ૩ ]

રાજુલ સાધ્વી બન્યા. આભૂષણોને ત્યાગી દીધા, મોજડીઓ ફેંકી દીધી, મલમલનાં કપડાં છોડી દીધા, કેડ સુધી પહોંચતી વાળની લાંબી સેરને કાપી નાખી, માથે મુંડન કરાવ્યું. હાથમાં ચરવળો લીધો. ઉઘાડે પગે શહેરમાં આવ્યા. શ્રાવકે બંધાવેલ ઉપાશ્રયમાં રહ્યા.

હવે તે જ્ઞાન મેળવવા તલસે છે. જેટલું તે મેળવે છે તેટલું લોકોને આપે છે. બપોરના વખતે શહેરની સ્ત્રીઓને ભણાવે છે, ગણાવે છે અને ધાર્મિક બોધ આપે છે. કેટલીક સ્ત્રીઓ તેમની શિષ્યા થાય છે.

ચોમાસાના દિવસ છે. કોઈ કોઈકવાર વરસાદનાં ઝાપટાં આવી જાય છે, પણ આજે ઉઘાડ છે. આકાશ સ્વચ્છ છે. એટલે રાજેમતિ વિચારે છે:

'લાવને પ્રભુના દર્શન કરવા જાઉં.'

તે એકલા ગિરનાર પર ચડ્યા. ઊઘાડે પગે ને સંગાથ સિવાય. પ્રભુ નેમિનાથના દર્શન કર્યા, ને આનંદિત હૃદયે પાછા ફર્યા.

થોડું એક આવ્યા હશે ત્યાં તો આકાશ વાદળાથી

ઘેરાઈ ગયું. મેઘ ચડી આવ્યો. ગડગડાટ ને કડકડાટ શરૂ થયો. વીજળીના ચમકારા થવા લાગ્યા. સિંહના ભયંકર અવાજ સંભળાવા લાગ્યા, ચારે દિશાયે અંધકાર છવાઈ ગયો. ચારે દિશાઓ જોત જોતામાં અદૃશ્ય થઈ.

રાજેમતીએ ઉતાવળ કરી. વરસાદ પડે તે પહેલાં ઉપાશ્રયે પહોંચી જવાય એ માટે ઝડપથી ચાલવા માંડ્યું. પણ તરત જ વરસાદ તૂટી પડયો. ચારે બાજુ પાણી, પાણી. રસ્તોય દેખાતો બંધ થયો.

રાજેમતિ મુઝાયા. સામે જ ગુફા નજરે પડી. તેમણે વિચાર્યું:

'લાવને, સામેની ગુફામાં જાઉં. કપડાં બધાં સૂકવી નાખું. વરસાદ બંધ થશે કે તરત ઉપાશ્રયે પહોંચી જઈશ.'

ઝડપથી તે ગુફામાં આવ્યા. ચારે બાજુ અંધકાર. બહાર મુશળધાર વરસાદ વરસે, આકાશમાં અંધારું ઘોર, એટલે દેખાય પણ શું!

રાજેમતિએ બધા કપડા કાઢયા, પલળેલા કપડાં નીચોવી કાઢ્યા, અને હવામાં ફરફરાવી સુકવવા શરૂ કર્યા.

પણ એ ગુફામાં એક મુનિ હતા. તે ધ્યાનમાં બેઠા હતા. તેમનું નામ હતું રથનેમિ. તે નેમિકુમારના નાના ભાઈ હતા. તેમણે પોતાના ભાઈની પાસે દીક્ષા લીધી હતી અને આત્માને ઉજાળવા એક ધ્યાને બેઠા હતા. તેમણે રાજેમતીને જોયાં–સાવ નગ્ન, એક પણ કપડું પહેર્યા વિનાના.

રાજેમતીને કાંઈ ખબર નહિ. તે તો કપડા સુકવ્યે જ ગયા.

ધીમે રહી રથનેમિએ ધ્યાનને એક બાજુ મૂક્યું. ઝીણી આંખો વડે જોયું. રાજેમતીને ઓળખ્યાં ને આસ્તેથી ઊભા થયા, રાજેમતિની પાછળ આવ્યા, ને તેમને ખભે હાથ મૂક્યો.

રાજેમતિ ચમક્યા:

'કોણ ?'

'રાજેમતી ભાભી, એ તો હું !'

રાજેમતી ચમક્યા. ભાભી કહીને પોતાને સંબોધનાર કોણ ? ગુફામાં પુરુષ ક્યાંથી ? અને પોતાને અડકતા તેને શરમ ન આવી, તેમણે ઘાંટો પાડ્યો:

'હું કોણ ? દૂર રહો.'

'દૂર ! ના, ના. હવે દૂર રહેવાનું હોય. હું તમારો દિયર, રથનેમિ !'

રાજેમતીએ રથનેમિને ઓળખ્યા, એટલે તે બોલી:

'ભાઈ ! રથનેમિભાઈ ! જરા શરમાવ અને બહાર જાવ.' કહેતાં તેણે ઝટઝટ કપડાં પહેરવા શરૂ કર્યાં.

રથનેમિએ કપડાં ઝાલતાં કહ્યું:

'રાજેમતી ! ભાભી ! હવે શું કામ શરમાવ છો ! તમે મારી સાથે પરણો. આપણે બંન્ને સંસાર સુખ ભોગવીએ. વૃદ્ધાવસ્થા થયે આપણે દીક્ષા લઈશું.'

રાજેમતિએ કપડાં ખેંચ્યાં, અને મહામહેનતે પહે

લીધાં. રથનેમિના વાક્યો સાંભળી ઘડીભર તે સ્તબ્ધ બની. પણ તે સબળા હતી, અબળાની અંદર તેજ છુપાયેલું હતું, એટલે તે બોલી:

'રથનેમિ! મુનિવર! આપના મુખમાં આવાં વાક્યો શોભે ? હું સંસારની તમારી ભાભી કહેવાઉં, એ સંબંધ પૂરતુંય વિચારો તો ખરા કે તમે કોની આગળ વાત કરો છો. આજે તમે સંસારનો ત્યાગ કર્યો છે. મેં પણ સંસાર પરનો મોહ ઉતારી દીધો છે. તમે ને પ્રભુ બન્ને એક જ કુળના, બન્ને એક જ માના કોઠામાં આળોટેલ છો, છતાં તમે જ વિચારો કે બન્ને ભાઇમાં કેટલો તફાવત થઇ ગયો છે. એક ભાઇ ભોગ વિલાસને ત્યાગી પ્રભુપદ પામે છે, ત્યારે તમારી કઇ દશા ? જરા તમારા આત્મા તરફ જુઓ. ચર્મ-ચક્ષુથી જોવાને બદલે આત્માવડે જોતા શીખો. જે શરીર તમને સુંદર દેખાય છે તે શરીરની અંદર તો માંસ, લોહી, ચરબી, વિષ્ટા વગેરે ભરેલું છે. એવી અશુદ્ધિ પર મુનિવરને મોહ શો! વળી સ્રી પર દૃષ્ટિ નાખી તમે કેવા ઘોર પાપમાં પડો છો તેનો તમને ખ્યાલ છે? જૈન ધર્મ જેમ સત્ય અને અહિંસા ઉપર ભાર આપે છે તેમ ચારિત્ર ઉપર પણ વધારે ભાર આપે છે. તમારા જેવા મુનિવરો જ્યારે ચારિત્રમાં શિથિલ થશે, ત્યારે જૈન ધર્મ રસાતાળ જશે. જૈન ધર્મમાં ચારિત્રની જે કિંમત છે તે ઓછી થશે. માટે હે મુનિવર, તમારા આત્માને પૂછી જુઓ, જ્ઞાનદૃષ્ટિવડે જરા જુઓ કે તમારા બોલેલા વાક્યો તમારા મુખમાં શોભે ખરા! માટે જરા વિચાર કરો, અને થયેલ ભૂલ માટે પશ્ચાત્તાપ કરો.'

રથનેમિ આ સાંભળી વિચારે ચડ્યા. ચાર ડગલા પાછળ હઠ્યા. એક અબળાએ પોતાને રસ્તો બતાવ્યો એ વિચારે શરમિંદા બન્યા. તરત તેમને પોતાની ભૂલ જણાઈ. તેમની આંખમાંથી આંસુ પડવા લાગ્યા. પશ્ચાત્તાપના અગ્નિમાં તેમનું પાપ બળવા લાગ્યું, એકદમ ભાભીના પગ આગળ ઢળી પડયા, બે હાથ જોડી મસ્તક નમાવી દીધું.

'ભાભી.' એટલા શબ્દ સિવાય એક પણ શબ્દ વધારે ન બોલી શકાયું.

રાજેમતી બોલ્યા:

'મહાભાગ! માફી પ્રભુની માગો, માફી આત્મા પાસે માગો, ફરી ફરી પશ્ચાત્તાપ કરો, અને સાચે માર્ગે ચડો. માનવીથી ભૂલ થાય, એ ભૂલનો અફસોસ ન કરવો. ફરી એ ભૂલ ન થાય તેની સાવચેતી રાખવી. એ રીતે જ તમારા આત્માનો વિજય થશે, તમારો વિજય થશે, તમે સંસારને તરી જશો, પછી જન્મ મરણના દુઃખ તમને નહિ સ્પર્શી શકે!'

રાજેમતીએ રથનેમિને પડતાં બચાવ્યો. એક અબળાએ પુરુષને ઊંચે ચડાવ્યો.

વરસાદ રહી ગયો હતો. કપડાં જરા જરા ભીના હતા, છતાં ત્યાં વધારે વખત રહેવું યોગ્ય ન ધારી તે ઉતાવળે ઉતાવળે ઉપાશ્રયે પહોંચી ગયા.

આજે તેમના મુખ પર મક્કમતાની છાપ હતી, વિજયનો આનંદ હતો.

એ પછી તો કેટલાય વર્ષ સુધી તેમણે કઠોર તપ કર્યું સત્ય ને અહિંસાને જીવનમાં ઉતારવા માટે તનતોડ મહેનત કરી, અને જે સુંદરીને વરવાથી જન્મ, જરા, મૃત્યુ, આયુષ્ય કે કર્મ લાગતાં નથી, પણ સાદી અનંત સ્થિતિ પ્રાપ્ત થાય છે એવી મુક્તિસુંદરીને વર્યા.

[ ૪ ]

લગ્નમંડપ બંધાયો, વિવાહની તૈયારી થઇ, જાન આવી, પણ દયાના ઝરણાથી ભરપૂર નેમિકુમાર પરણ્યા વગર પાછા ફર્યા, છતાં મનથી પરણી ચૂકેલ રાજેમતીએ તેમને જ પોતાના પતિ માન્યા. તેની જ ભક્તિ કરી અને એ પતિ ભક્તિને ગુરુભક્તિમાં ફેરવી, સંસારને છોડી સાધ્વી બન્યા, દીક્ષિત જીવન પછી ય સ્ત્રીઓમાં જ્ઞાનનો ફેલાવો કર્યો, તેમને વ્યવહારથી જાણતી કરી, રથનેમિનો ઉદ્ધાર કર્યો, મનથી વિવાહિત છતાં આજીવન બ્રહ્મચર્ય પાળી બાલ બ્રહ્મચારિણી રહ્યા. સ્ત્રીઓમાં વંદનીય થયા.

અને આજે એથી જ રાજેમતી વંદનીય છે. પ્રાતઃકાળે પ્રથમ સ્મરણીય છે. સતી શિરોમણી તરીકે પુજાય છે.

આપણાય તેમને વંદન હો!

# દ્રૌપદી

[ ૧ ]

પાંચાલનો રૂડો રળિયામણો દેશ. દ્રુપદ રાજા ત્યાં રાજ્ય કરે. નથી તેને પૈસાનું દુઃખ કે નથી તેને માણસનું દુઃખ. પૈસે ને ટકે સગા ને સંબંધીમાં, બળ કે કળમાં સર્વ વાતે સુખી.

તેને હતા બે છોકરાં. એક પુત્ર ને એક પુત્રી. પુત્રનું નામ ધૃષ્ટદ્યુમ્ન, અને પુત્રીનું નામ દ્રૌપદી. ધૃષ્ટદ્યુમ્નને જોતાં દ્રૌપદીને ભુલાય, દ્રૌપદીને જોતા ધૃષ્ટદ્યુમ્ન ભુલાય. ભાઈ બહેનની એક સરખી જ જોડલી. બન્ને રૂપાળા, બન્ને બાહોશ અને બન્ને મગજનાં તર.

દ્રૌપદીની ઉંમર મોટી થઇ. તેને યોગ્ય વર શોધવાની માબાપને ચિંતા થઇ. મોટો સ્વયંવર રચાયો, દેશદેશના રાજા મહારાજાઓને આમંત્રણ મોકલાયા અને એક દિવસ રાજા મહારાજાઓથી રાજધાની ભરાઇ ગઇ.

સ્વયંવર મંડપ રાજા મહારાજાઓથી શોભી રહ્યો. સામે સિંહાસન પર દ્રુપદ રાજા બેઠા. પાસે ભાઇ બહેનની જોડલી

ઊભી. બન્ને બાજુએ રાજા મહારાજાઓ બેઠા. એક બાજુ બ્રાહ્મણોની હાર બેઠી. સ્વયંવર વચ્ચે હતો એક સ્તંભ અને જમીન પર એક ધનુષ ને બાણ.

ધૃષ્ટદ્યુમ્ને તે વખતે જાહેર કર્યું: 'હે રાજાઓ, આ સભા વચ્ચે આવેલ સ્તંભની ઉપર ફરતા ચક્રની વચ્ચે દેખાતી પૂતળીની જમણી આંખ, નીચે આવેલ પાણીના વાસણમાં તેનું પ્રતિબિમ્બ જોઈ જે વીંધશે તેને દ્રૌપદી, મારી બહેન વરશે.'

એક પછી એક રાજાઓ ઊભા થયા. મથુરાપતિ ને વિરાટપતિ નિશાન તાકતા ભોંય ભેગા થયા. શિશુપાળ ફાવ્યો નાહે. દુર્યોધન નિષ્ફળ ગયો. કર્ણ ઊભો થયો પણ સુતપૂત્ર કહી તેને બેસાડી દીધો. કોઇની હિંમત ચાલી નહિ.

દ્રુપદ રાજા ગભરાયો. પોતાની પ્રતિજ્ઞા પૂરી કરનાર કોઈ ક્ષત્રિય બચ્ચો નીકળ્યો નહિ. દ્રૌપદી કુંવારી રહેશે કે શું તેની તેને ફિકર થઇ. તેણે સ્વયંવરમાં ચારે તરફ નજર નાખી, પણ કોઇનેય પોતાની જગાએથી ઊંચો થતો ન જોયો.

દ્રુપદ રાજા ઘડીભર શાંત રહ્યા. સભા આખી શાંત રહી.

અચાનક બ્રાહ્મણ સમુદાયમાંથી એક બ્રાહ્મણ ઊભો થયો. એકવડી એની કાય હતી, છતાં મુખ પર તેજ હતું. તેની ચાલમાં મક્કમપણું હતું. સભાની મધ્યમાં આવી ધનુષ્યને હાથમાં લઈ ટંકાર કર્યો. પાણીના કુંડમાં જોયું. બરાબર નિશાન તાક્યું અને સનનન્ કરતું તીર છૂટી, ફરતા ગોળ ચક્કરમાં થઈ પૂતળીની જમણી આંખમાં પેઠું. તે બ્રાહ્મણ વિજયનું શૌર્ય દશાવતો સભા વચ્ચે ઊભો.

રાજા મહારાજા દિગ્મૂઢ થયા. દ્રુપદ રાજા ગભરાયો.

'એક બ્રાહ્મણ ક્ષત્રિયની કન્યા લઈ જાય! કદી એવું બને ?'

પણ દ્રૌપદી આગળ વધી. સભાની વચ્ચે આવીને તેણે બ્રાહ્મણના ગળામાં માળા આરોપી.

રાજાઓમાં આ જોઈ ગુસ્સો આવ્યો. એક બામટો રાજકુંવરીને લઈ જાય! તેઓ લડવા માટે તૈયાર થયા. બ્રાહ્મણે તેમનો સામનો કર્યો. તેના ચાર સાથીદારો ત્યાં દોડી આવ્યા. અને પાંચેએ મળી બધાને હઠાવ્યા. એકની ગદા એવી વીંઝાતી કે કોઈ તેની પાસે જ ન જઈ શકતું, અને બ્રાહ્મણના તીર તો, બધામાં ત્રાસ ફેલાવતાં.

સર્વે બીકનું માર્યું પોતપોતાને ઉતારે ગયું, એટલે પાંચે સાથીદારો પોતાને ઉતારે ગયા.

દ્રુપદ રાજાની રાણી પુત્રીને બ્રાહ્મણ વેરે વરેલી જોઈ શોકમાં લીન થયાં. બન્ને દિવસ તેમણે રોઈને કાઢ્યા. દ્રુપદ રાજાએ તપાસ કરાવરાવી. પાંચ સાથીદારો કોણ છે તેની તેમને બાતમી મળી. એ બાતમીથી તે આનંદ પામ્યા અને રાણી પાસે આવી કહેવા લાગ્યા:

'રાણી! રડ, રડ ન કરો. દ્રૌપદીને પરણનાર બ્રાહ્મણ નથી પણ વીર નર છે, અને તે પાંડુ રાજાનો પુત્ર છે.'

'પણ મેં સાંભળ્યું છે કે મારી દીકરીને એ પાંચે સાથીદારો પરણવાના છે.' રાણીએ આંસું લૂછતા પૂછ્યું.

'હા! એમાં શું! તેમના કુળનો એવો આચાર છે.'

'ગળ્યો એ આચાર. શું મારી પુત્રીને રાંડબાંઠ ધારી છે?'

'બા, તમે આકળા કેમ થાઓ છો! પાંચ પતિ મારે હોવાથી શું હું વેશ્યા ગણાઈશ? ના, ના, જ્યાં સુધી મારા પાંચે પતિમાં અને મારામાં સંયમ પ્રધાન સ્થાને છે, ત્યાં સુધી હું સતી ગણાઈશ, ત્યાં સુધી હું પવિત્ર ગણાઈશ. બાકી દેશ ને કાળને અનુસારે સમાજના નિયમો ઘડાયે જાય છે. તેમના કુળમાં જે નિયમો હોય, જેવા રીતરિવાજ હોય તેને મારે પાળવા જ જોઈએ. માટે ગભરાવાનું છોડી દઈ શાંતિ રાખો.' પાસે જ બેઠેલ ડાહી દીકરી દ્રોપદીએ માતાને સાંત્વન આપ્યું.

દ્રૌપદીને પરણનાર પાંડુ રાજાના પુત્રો પાંચ પાંડવો હતા. કુંતીના પુત્રો હતા. સત્યવાદિ યુધિષ્ઠિર, ભોળો છતાં ગદા ધારી ભીમ, બાણાવળી અર્જુન, અને માદ્રીના પુત્રો નકુળ, સહદેવ. પાંચની જોડલી.

[ ૨ ]

'મામા, શકુનિ મામા.'

'શું છે ભાઈ, દુર્યોધન!'

'મામા, નથી સહ્યું જતું કે નથી જોયું જતું. કંઇ ઉપાય કરો ને બળતા હૃદયને ઠંડુ પાડો.' દુર્યોધને મૂઠીઓ વાળતાં વાળતાં કહ્યું.

'પણ છે શું?'

'મામા, પૂછો છો શું? જોયું હત તો તો ખબર પડત.'

'તું વાત તો કર.'

'વાત કરવાથી શું વ્હાડો વળવાનો હતો. અહો! ઈંદ્રપ્રસ્થ એટલે જાણે બીજી ઈંદ્રપુરી. શોભામાં જરાય ખામી નહિ. ત્યાં પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો. રાજા મહારાજાઓને આમંત્ર્યા. બધા ય તેમને ચરણે નમ્યા. કેટલીય ભેટ સોગાદો ધરી, અને મામા, મયદાનવે યુધિષ્ઠિરની શી સભા બનાવી છે! શું શોભા! વળી ત્યાં એવી કરામત કરી છે કે પાણીને બદલે જમીન દેખાય, ને જમીનવાળી જગ્યાએ પાણી દેખાય. એમાં ભૂલથી પાણી જેવી દેખાતી જગ્યાએ મેં કપડાં ઊંચા લીધા અને જ્યાં પાણી નહોતું દેખાતું ત્યાં ચાલતાં કપડાં પલળ્યા, એટલે પેલા ભીમ અને દ્રૌપદી હસ્યાં. હશે ભલે હસ્યા. એ સહી લેવાય. પણ એ રાંડ બોલી કે આંધળાના તો આંધળા હોય. મામા! મારાથી આ સહન નથી થતું. મને ય આંધળો કહ્યો અને બાપુજીને ય આંધળા કહ્યા. એ રાંડનો ચોટલો પકડી ધૂળ ચાટતી કરું ત્યારે જ મને નિરાંત થાય. હવે તો કંઈક ઉપાય બતાવો ને હૃદયને શાંત કરો.' દુર્યોધને વેર લેવા માટે ઉતાવળથી ગળગળતા સ્વરે મામા શકુનિને કહ્યું.

'ભાઈ! એમાં તો હું શું કરી શકું?'

'મામા શું કરી શકે? બધું યત્ને ધારે તો.'

'ભાઈ હવે તો બેળું ચાલતું નથી.'

'તમે કહો છો ને! દુનિયા ક્યાં કહે છે. આ અપમાનનો બદલો લેવા કોઈ પણ યુક્તિ બતાવો.'

‘ભાઈ! એક યુક્તિ છે. પણ તે કાંઈ તારા પિતા માને?’ શકુનિએ ધીમે રહી ભેજું ચલાવી પાસો ફેંક્યો.

‘કેમ ન માને? હું બધી વાત કરીશ. નહિ માને તો તેમને ચરણે પડી વીનવીશ, બસ, મને એ યુક્તિ બતાવો.’

‘જો! તું જુગાર રમવાનું નક્કી કર. પિતાની એ માટે રજા લે. અને યુધિષ્ઠિર હા પાડે, એટલા માટે પાંડવોના માનીતા વિદુરને તેમને સમજાવવા મોકલ. જુગાર રમતી વખતે તારા તરફથી પાસા ફેંકનાર તરીકે મને રાખ. અને પછી જુગાર રમતી વખતે તું જોઇ લે મારો સપાટો. એક દાવ ખોટો ન પડે!’

‘પણ તેથી મને શું ફાયદો?’

ફાયદો? જુગાર રમતી વખતે શરત મૂક. હારે તે રાજપાટ છોડી દે. હારે તે ગાદીનો ત્યાગ કરે.’

[ ૩ ]

‘રાંડ! ચાલે છે કે નહિ?’ ચોટલો ખેંચીને પકડી આણતા દુઃશાસને રાજસભાના દરવાજામાં પેસતાં બૂમ પારી: અને એક પાટુ અબળાને લગાવી દીધી.

દ્રૌપદીનો ક્રોધ ભભૂક્યો. સિંહણની માફક તેણે ગર્જના કરી સભામાં પ્રવેશ કર્યો: ‘અરે! સામે બેઠલા પૂજ્ય ભીષ્મ, દ્રોણ અને વિદૂર તમને કાંઈ નથી થતું? દ્રુપદ રાજાની પુત્રીને, પાંડવોની ધર્મપત્નીને, ધૃતરાષ્ટ્રની કુલવધૂને આ પાપી દુઃશાસન પાટુ મારે ને ચોટલો ખેંચે તે

ઈ તમને કશું નથી થતું ? તમારું હૃદય પણ હાલતું
ી ? ત્યારે તો હવે ક્ષત્રિયવટ રંડાઈ ગઇ છે, અને તમારોં
ા પાસે આવ્યો છે.'

'જોઈ નહિ તો કુલવધૂ. પાંચ પાંચ' ધણી તો થ'
વધૂ. છાની મર છાની. તારા ધણીઓ તો જુગારમાં હારી
ા છે, રાજપાટ ગુમાવ્યું છે, અને અમારા દાસ થઈ
સ્યા છે. અને તું પણ...'

'હું ? બેસ, બેસ. દુર્યોધનના ગુલામ ! હું સભા આખીને
છું છું મારા સ્વામીએ મને શરતમાં મૂકી તે દાસ થયા
હેલાં કે પછી ?'

બધા શાંત બેસી રહ્યા. જવાબ કોણ આપે, અને
વાબ આપવા સભા નહોતી મળી. સભા મળી હતી જુગાર
મવા–પાંડવોનો વિનાશ કરવા.

ભીષ્મ, દ્રોણ ને વિદુર શાંત બેસી રહ્યા. દુર્યોધન ને
:શાસન, કર્ણ ને શકુનિ આનંદમાં ઉન્મત્ત બન્યા. પાંચ
ાંડવો નીચું જોઇ બેસી રહ્યા.

બધાને શાંત જોઇ દુ:શાસન બોલ્યો:

'અમે કશું સાંભળવા માગતા નથી. તમે બધા તમારો
ાજવંશી પોશાક ઉતારી નાખો. તમે છએ અમારા ગુલામ છો.'

પાંચે પાંડવોએ રાજવંશી પોશાક ઉતાર્યો. દ્રૌપદી શાંત
ઊભી રહી.

'કેમ રે, તું નથી સાંભળતી કે શું?' દુ:શાસને ઘાંટો પાડચો.

'મેં એક જ કપડું પહેર્યું છે. હું રજસ્વલા છું.'

'હવે જોઇ નહિ તો રજસ્વલા.' કહી દુઃશાસને દ્રૌપદીના સાળુનો છેડો પકડ્યો. ભીમ ઊંચો થયો. ગદા જમીન પર પછાડી. તેનો ભયંકર અવાજ થયો, પણ યુધિષ્ઠિરે તેને વાર્યો, કારણ કે તેઓ દાસ હતા. આ જોઇ દુર્યોધન બોલ્યો:

'દુઃશાસન! જોઇ શું રહ્યો છે! સાળું ખેંચી કાઢ.'

અને દુઃશાસને હતું એટલું બળ કર્યું. દ્રૌપદીએ પ્રભુનું સ્મરણ કર્યું. પોતાની લાજ રાખવા પ્રભુને વિનંતિ કરી, અને પોતાના નાજુક હાથે સાળુને પકડી રાખ્યો.

પણ દુઃશાસન સાળુ ખેંચતા ઢીલો થયો. દુર્યોધને ઉશ્કેર્યો પણ તે સાળું ખેંચી શકતો જ નથી. તે બોલ્યો: 'દુર્યોધન, ભાઈ, મહેનત કરું છું પણ વસ્ત્ર ખેંચાતું નથી. ખૂબ જોરથી વસ્ત્ર ખેંચું છું ત્યાં મારો હાથ ખેંચાય છે. તેની સામે જોઉં છું તો આંખે અંધારા આવે છે. કોણ જાણે રાંડમાં ક્યાંથી આટલું બળ આવ્યું, કે મારા હાથ કામ કરતા નથી. હવે તો તું આવ.'

સભા આખી સ્તબ્ધ બની. ત્યારે દુર્યોધન પોતાની જાંઘ ઉઘાડી બોલ્યો: 'દ્રૌપદી! આવ અને મારે ખોળે બેસ.'

બધા નીચું જોઇ ગયા. ભીષ્મ ન બોલી શક્યા, કે ન બોલી શક્યા દ્રોણ; કોઈ ન બોલી શક્યું. પણ ગદાધારી ભીમ ઊભો થયો અને મોટે સાદે પ્રતિજ્ઞા લીધી: 'દુઃશાસન! દુર્યોધન, આ મારાથી નથી જોવાતું. અત્યારે તો લાચાર છું કે કશું કરી શકતો નથી, પણ યુદ્ધની અંદર દુઃશાસનનો

વધ કરી તેના લોહીથી મારી દ્રૌપદીનો સેંથો ન પૂરું તો,તેમજ આ બેફાટ બની સાથળ બતાવતા દુર્યોધનની જાંઘના મારી ગદા વડે ચૂરા ન કરું તો મારું નામ ભીમ નહિ ! '

સભા આખીમાં અરેરાટી છૂટી ગઈ અને તરત ધૃતરાષ્ટ્ર ને આંધારી આવ્યા. ધૃતરાષ્ટ્ર તે પાંડુના મોટા ભાઈ થાય. પાંડવોના દાદા આંખે જન્મથી આંધળા હતા, એટલે ગાદી પાંડુને મળેલી. ધૃતરાષ્ટ્રને પોતાના છોકરા પર પ્રેમ હતો. રાજ્ય પોતાના છોકરાને મળે તેમ તેની ઇચ્છા હતી. છતાં તે લોકલાજથી ડરતાં, એટલે સભામાં આવતાં દ્રૌપદીને તેણે પોતાની પાસે બોલાવી સાંત્વન આપ્યું. દુર્યોધન ને દુઃશાસનને ઠપકો આપ્યો અને પોતાના પુત્રે તેને દુઃખ આપ્યું એ બદલ કંઇક માગવા કહ્યું.

દ્રૌપદી બોલીઃ 'પૂજ્ય, મારે બીજું કશું નથી જોઈતું. જોઇએ છે ફક્ત મહારાજ યુધિષ્ઠિરની મુક્તિ.'

'અરે ! એમાં શું માગ્યું, બેટા ! બીજું જોઇએ તે માગી લે.' ધૃતરાષ્ટ્રે કહ્યું.

'જો આપની એવી જ ઇચ્છા હોય તો મહારાજ યુધિષ્ઠિરની જેમ અર્જુનદેવ ને ભીમ, નકુળનાથ અને સહદેવ મુક્ત થાય.'

'તથાસ્તુ.' કહી ધૃતરાષ્ટ્રે પાંચે પાંડવને દાસપણામાંથી મુક્ત કર્યા.

પણ દુર્યોધનથી આ જોયું જાય ? તેણે ફરી વખત

યુધિષ્ટિરને જુગાર રમવાનું આમંત્રણ આપ્યું. હાર્યો જુગારી બમણું રમે એમ યુધિષ્ઠિર રમવા તૈયાર થયા.

આ વખતે એવી શરત હતી કે જે કોઇ હારે તે બાર વર્ષ વનમાં રહે, ત્યાર પછી એક વર્ષ ગુપ્ત રહે. કોઇને તેની જાણ થાય તો ફરી બાર વર્ષ વનમાં રહે.

કાળ તેનું કાર્ય કર્યે જતો હતો. ભવિષ્યમાં મહાયુદ્ધ સર્જાયું હતું. અસંખ્ય માનવીઓનો સંહાર નક્કી થઇ ચૂક્યો હતો. ધૃતરાષ્ટ કુળનો નાશ સંભળાઈ રહ્યો હતો. એટલે શકુનિના પાસા સવળા પડ્યા. યુધિષ્ટિર હાર્યા ને દુર્યોધન જીત્યો.

[ ૪ ]

ઘનઘોર જંગલ છે. લીલી કંચન જેવી જમીન છે. યુધિષ્ઠિર પોતાની ઝૂંપડીમાં બેઠા છે. પાસે દ્રૌપદી બેઠી છે. ચારે ભાઈઓ જંગલમાં શિકારે ગયા છે.

વાતમાંથી વાત નીકળે છે યુધિષ્ટિર દ્રૌપદીને આવા જંગલમાં જોઈ નિશ્વાસ મૂકે છે, અને નિશ્વાસનું કારણ જાણવા દ્રૌપદીએ મહેનત કરી એટલે તે અણછૂટકે કહે છેઃ ‘દ્રૌપદી! મને કશું દુઃખ નથી. દુઃખ ફકત તમને જોઇને થાય છે. તમારા જેવી કોમળ કુંવરીને રાજમહાલયને બદલે વન વેઠવું પડે એ વિચારે મને અકળામણ થાય છે. મારી બુદ્ધિ બહેર મારી જાય છે.’

‘અરે એ શું બોલ્યા તમે. ત્યારે મને હજુ નથી

ઓળખી કે શું? પરણ્યાની પહેલી રાતે જ કુંભારના ચોકડામાં તમારા સૌના પગ આગળ હું નીચે સૂતી હતી તે તમને નથી ખબર? મારી વાત તો જવા દો. પણ ચાર ભાઈઓનો તો વિચાર કરો. ભીમસેન કોણ ને અર્જુનદેવ કોણ? નકુળનાથ ક્યાં ને સહદેવ ક્યાં? એ ચારે ભાઈને લીધે તો તમે પંકાયા તમે યજ્ઞ કર્યો તમે ઇન્દ્રપ્રસ્થપુરીના મહારાજા થયા. જેનાથી શત્રુઓ થરથરે એવા તમારા ભાઈઓ પેટનો ખાડો પૂરવા માટે આજે જંગલે જંગલ રખડે છે તેમની તમને ખબર છે? તેમનો તમને કંઈ વિચાર આવે છે?'

'દ્રૌપદી, આવે છે, પણ....'

'ના, ના એ વિચાર તમને ન આવે અને ક્યાંથી આવે? તમારી પાસે તો ક્ષમાની વાતો છે શાંતિની વાતો છે. ક્ષમા ને શાંતિથી રાજ મળશે એમ તમારું માનવું છે. પછી ક્યાંથી વિચાર આવે?'

'દ્રૌપદી, મારું માનવું સાચું છે.'

'સાચું છે એટલે જ હું બોલું છું. ક્ષમા કરજો વધારે પડતું બોલાય તો! પણ સાચે જ કહું છું કે તમારો રાહ ખોટો છે. પોતાની સ્ત્રીને ભરદરબારની અંદર એક ચીજ તરીકે હોડમાં મૂકે, પોતાની નજર સમક્ષ તેનો ચોટલો ખેંચાય, તેનો સાડી ખેંચાય, અને તેની આબરૂ લેવાય આપણને શાપ આપે એવી પ્રજાઓ મોટા સમુદાયવાળા

દુર્વાસા મુનિને જેણે અહીં મહેમાન તરીકે મોકલ્યા, જેનો બનેવી મને અહીંથી ઉપાડી ગયો, તેના પર તમને દયા આવે છે ? તેમને ક્ષમા આપવાનું મન થાય છે ? મહારાજ યુધિષ્ઠિર ! એ બધું મારાથી નથી ભૂલાતું. ખરા હૃદયથી તેને સમજાવશો તોય તેઓ નહિ નહિ સમજે અને હુંય યુદ્ધ સિવાય હવે નહિ સમજું. તમારી ક્ષમા એ ક્ષમા નથી, પણ કાયરતાની નિશાની છે. આવી ક્ષમા ક્ષત્રિયની ન હોય ! છતાં તમારે કાયરની ક્ષમા ધારણ કરવી હોય તો અમને કહી દો. તમે સંન્યસ્ત ધારણ કરો, અમે અમારું ફેડી લઇશું અને દુશ્મનોનો નાશ કર્યા પછી, રાજ મેળવ્યા પછી અમે બધાય તમારી પાસે આવી સંન્યસ્તની વાતો કરીશું ! ' દ્રૌપદીની આંખો લાલચોળ થઈ ગઇ. તેનામાં ક્ષત્રિયપણું પ્રકટી નીકળ્યું.

' દ્રૌપદી મારાથી એ કશું નથી ભુલાતું, છતાં એક વર્ષની વાર છે. આપણે અજ્ઞાત રીતે રહેવાનું છે, તે પછી જોઇ લેવાશે. છતાં હજુ હું કહું છું કે સાચા હૃદયથી, સ્નેહથી આપણે તેમને સમજાવીશું તો તે સમજશે. તેમનું હૃદય ફરશે.'

' હા, હા સમજાવી જુઓ, હું તો યુદ્ધ સિવાય કંઇ ઇચ્છતી જ નથી.'

[ ૫ ]

જુદા જુદા વેશધારી પાંચ પુરુષો, ને એક સ્ત્રી વિરાટનગરના સ્મશાનમાં ઊભા છે. એક કદાવર દેખાતો

પુરુષ પાસે જ આવેલ ખીજડાના ઝાડ પર ચડી, દેખાય નહિ તેવી રીતે શસ્ત્રો ટાંગી રહ્યા છે. કામ પતી રહેતા તે નીચે ઊતરે છે, તે હતા પાંચ પાંડવો ને દ્રૌપદી. તેરમું વર્ષ ગુપ્ત રીતે ગાળવા તેઓ અહીં આવ્યા છે.

છએ જણ કંઇક ગુફતેગ કરી કંઈક નક્કી કરે છે. અને વારાફરતી એક એક દિવસને આંતરે એક પછી એક નોકરી મેળવે છે.

યુધિષ્ઠિર કંક નામ ધારણ કરી રાજાના પુરોહિતની, ભીમ બલ્લવ નામથી રસોઈયાની, અર્જુન બૃહન્નલા નામ ધારણ કરી હિજડાની ઉસ્તાદીથી સંગીત ને નૃત્ય શીખવવાની, નકુળ ને સહદેવ અશ્વપાલ અને ગોપાલકની અને દ્રૌપદી સૈરન્ધ્રીના નામે વિરાટ રાજાની રાણીની દાસી થઈને ગુપ્ત પણે રહે છે.

કેટલાક વખત પછી દ્રૌપદી ભીમસેન પાસે અચાનક જાય છે એટલે ભીમે પૂછે છેઃ 'દ્રૌપદી! શું કામ પડયું?'

'તમે ધ્યાન ન રાખો ત્યારે અચાનક કામ પડે જ ને!'

'શું કામ છે? બોલો તો ખરા!'

'પેલો રાણીનો ભાઈ કીચક છે તે મારી પાછળ પડયો છે. એક વખત તો ભરસભામાં તેણે મને લાત મારી, યુધિષ્ઠિર મહારાજ રહ્યા ક્ષમાના ઉપાસક. એ કહે, બાઇ, જા તારી રક્ષા પાંચ ગંધર્વો કરશે. પણ હવે તો કીચક મારી પાછળ જ પડયો છે. રાણી પણ તેને સાથ આપી રહી છે, અને ઘડીયે ઘડીયે મને તેની પાસે મોકલે છે!'

'ત્યારે તમે એમ કરો કે એને કોઈ સ્થળે મળવાનું કહો.'

'કાલે જ વળી નવી નૃત્યશાળામાં તેને રાત્રે મળવાનું કહીશ! પણ ભૂલ ન થાય હો! નહિ તો હું મારી જઈશ.'

'અરે! ભૂલ શી થાય? તમારે સ્થાને હું સૂઈ રહીશ. અને જેવો તે નામર્દ આવશે કે તરત જ તેનો ઘાટ ઘડી નાખીશ.'

અને બીજે દિવસે નક્કી કરેલ વખતે કીચક જેવો નૃત્યશાળામાં ગયો અને સૂતેલ વ્યક્તિ સૈરન્ધ્રી છે એમ જાણી ભેટવા ગયો કે તરત જ ભીમે તેને બાથમાં લીધો, અને એવો તો તેને ભેટયો કે કીચકને બદલે ત્યાં હાડકાના ચૂરેચૂરા થઈ માંસનો લોચો પડયો રહ્યો.

કીચકના મૃત્યુથી શહેર આખામાં હાહાકાર થયો. રાણી સમજી ગઈ કે સૈરન્ધ્રીના ગાંધર્વે જ આ કામ કર્યું લાગે છે. આથી તેને પણ જીવતી બાળી નાખવા માટે કીચકની નનામી સાથે તેને બાંધી.

ભીમને આ ખબર પડી, એટલે બિહામણો વેશ પહેરી તે સ્મશાન ભૂમિમાં દોડયો. ત્યાં પહોચતાં જ બધાને પૂરા કર્યા ને સૈરન્ધ્રીને છૂટી કરી.

પછી તો તેરમું વર્ષ પૂરું થતાં પાંચે પાંડવો પ્રકટ થયા. પાંચ પાંડવો પોતાને ત્યાં નોકર તરીકે રહ્યા એ જોઈ વિરાટ રાજાએ તેમની માફી માગી. વિરાટનગરની રાણીએ દ્રૌપદીને દુઃખ દેવા બદલ શોક કર્યો.

ત્યારપછી તો કુરુક્ષેત્રપર અઢાર દિવસની લાંબી લડાઈ ચાલી. અસંખ્ય માણસોનો સંહાર થયો. ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધન ને દુઃશાસન તેમજ કૌરવો માર્યા ગયા. દ્રૌપદીના પુત્રોનો ઘાણ નીકળ્યો. તેના ભાઈ મરાયા. બન્ને પક્ષના અસંખ્ય માણસો માર્યા ગયા. કૃષ્ણે પાંડવોનો સાથ લીધો. સારથિ તરીકે કામ કર્યું, ભીમે પ્રતિજ્ઞા પૂરી કરી. સત્યનો વિજય થયો. યુધિષ્ઠિર મહારાજા થયા. દ્રૌપદી મહારાણી થઈ.

[ ૬ ]

પણ થોડો વખત ગયા પછી દ્રૌપદીને શાંતિ ન વળી. જે યુદ્ધને માટે તે જંખતી, જે વેર લેવાને તે જંખતી તે વેર લેવાયું છતાં શાંતિ ન મળી. મહારાણી પદ પ્રાપ્ત કર્યા પછી તે મોહ પણ ઊતર્યો. હવે તેને મહારાણી પદ કાંટાળું લાગ્યું. શી રીતે તેમાંથી છૂટી શાંતિ મેળવવી તે માટે તે વિચાર કરવા લાગી:

'અહો! કાળની કેવી વિચિત્ર ગતિ છે. રાત દિવસ હું રાજ્યને માટે ઝંખતી, યુધિષ્ઠિર ક્ષમા ને શાંતિ ધારણ કરવા કહેતા, ત્યારે હું યુદ્ધની જ વાતો કરતી. આજે મને એ બધું અસાર' લાગે છે. મેં વનના દુઃખો જોયા, દાસી.પણ થઈ, યુદ્ધ જોયું, લોહીની નદીઓ જોઈ અને છેવટે મહારાણી પણ થઈ. પણ શાંતિ ક્યાંય મળતી નથી. અહો! એ જ કાળના પંજામાં મારા ભાઈ, મારા પુત્રો, મારા સ્નેહીઓ, મારા સર્વાં સંબંધીઓ હોમાઈ ગયાં, છતાં હજુ મને શાંતિ

મળતી નથી. ક્યાંથી મળે! હિંસાથી કદી શાંતિ મળી જાણી છે! જો પહેલેથી મને ખબર હોત તો હું યુદ્ધની ના કહેત, રાજ્ય મેળવવાની ના કહેત, અને જંગલમાં રહી શાંતિથી જીવન ગુજારત.'

અને પછી તેણે હિમાલયનો આશ્રય લીધો. સંન્યસ્ત ધારણ કર્યું. શાંતિ મેળવવા માટે અથાગ પરિશ્રમ આદર્યો.

ધન્ય છે વીરનારી દ્રૌપદીને!!!

# મૃગાવતી

## [ ૧ ]

કૌશાંબી નગરી અને શતાનિક રાજા. રાજા સુખી ને પ્રજા પણ સુખી. આખી ય નગરી વિદ્યા, કળા ને વ્યાપાર વડે શોભી રહી છે. કોઈને કોઈ જાતનું દુઃખ નથી. દરેક જણને રોજી મળી રહે છે. શહેર આખામાં ય ભિખારી જડતો નથી. કૌશાંબી નગરી એટલે સારા સારા વેપારી, સારા સારા કારીગરો, સારા સારા ચિત્રકારો વગેરેથી શોભતું નગર. તેના વડે કૌશામ્બી નગરીના ગાન દૂર દૂર ગવાઈ રહ્યા છે.

ત્યાં મૃગાવતી નામે એક રત્ન છે. તે સૌંદર્યમાં શિરોમણી છે. રાજા શતાનિકની રાણી છે.

એક વખત શતાનિક રાજા પોતાની ચિત્રશાળામાં ગયા અને સારા સારા ચિત્રકારોએ દોરેલ ચિત્રો જોયાં.

પણ એક ચિત્ર પાસે આવતાં તે થંભી ગયા. તે ચિત્ર હતું રાણી મૃગાવતીનું. જાણે આબેહૂબ બીજી મૃગાવતી તે

દિવસ સુધી આખા રાજ્યમાં પળાશે. અને તે પછી થોડા વખત સુધી મહારાણી એકાંતમાં રહેશે. તે પછી તેમણે ફરમાવ્યું છે કે તેઓ તમારે શરણે આવશે. માટે હવે આપ વિલંબ કર્યા વગર આપ આપને પાટનગર સિધાવો.'

અને કોઈ દિવસ કામાંધ માણસમાં લાંબી બુદ્ધિની આશા રાખી શકાય ! તે વિચારવાની મહેનત લે ખરો ?

'મૃગાવતી શરણે આવશે.' એટલા વચન તેને માટે પૂરતા હતા. 'તેનાથી પોતાનું અંતઃપુર શોભશે.' એ વિચારે તેણે સૈન્યને પાછું ખેંચ્યું, તંબુ ઉઠાવી લીધા અને પોતાના રાજ્ય તરફ દડમજલ કરી.

આ બાજુ મૃગાવતીએ પતિના શબને અગ્નિ સંસ્કાર કર્યો. તેની પાછળની વિધિ કરી, પતિની માયાને લઈને પોતે શોક પાળ્યો, અને આખા રાજ્યમાં શોક પળાયો.

થોડો સમય વીત્યા બાદ મૃગાવતીએ અંતઃપુરને છોડી દીધું. રાજ્યની લગામ હાથમાં લીધી. રાજ્યની ધુરા ધારણ કરી, અને રાજ્ય કારભાર શરૂ થયો. રાણીએ નાના રાજકુમાર ઉદયનને ગાદી પર બેસાડ્યો.

મૃગાવતીની કુનેહ અને મૃગાવતીનું ડહાપણ રાજ્ય ખટપટમાં ફસાયું અને ખીલી ઊઠયું. કૌશામ્બી નગરીને શતાનિક રાજાની ખોટ ન સાલી. પતિની ખોટ પત્નીએ પૂરી પાડી. રાજાની ખોટ રાણીએ ન જણાવા દીધી.

મૃગાવતી જાણતી હતી કે ચંડપ્રદ્યોતન રાજા થોડા સમય પછી જરૂરથી ચઢી આવશે, એટલા માટે તેણે તૈયારી કરવી શરૂ કરી.

તો કૌશામ્બી નગરીની બહારની ભૂમિ શત્રુ સૈન્યથી છવાઇ ગઈ હતી. તે શત્રુઓને જોઇ ગભરાયો: ' અરે ! ક્યાં શત્રુનું સૈન્ય અને ક્યાં મારું મૂઠીભર સૈન્ય ! આ યુદ્ધમાં મારી હાર થશે. રાણી મૃગાવતી શત્રુના હાથમાં જશે. '

વિચારના વંટોળે રાજાને ઘેરી લીધો, અને ' પોતે હારશે, પોતાનું મૃત્યુ થશે, રાણી મૃગાવતી શત્રુના હાથમાં જશે ' એ આઘાત તે સહન ન કરી શક્યો. તેનું હૃદય બંધ પડ્યું, ને તે જ જગ્યાએ મરણ પામ્યો.

મૃગાવતીને ખબર પડી: ' રાજા મૃત્યુ પામ્યા, પોતે વિધવા થઇ. '

હવે શું કરવું તેની તેને સૂઝ ન પડી. ' જરૂર યુદ્ધમાં હાર થશે, હું શત્રુના પંજામાં સપડાઈશ, મારો બાળપુત્ર ઉદયન પણ પકડાશે. મારું શિયળ ભ્રષ્ટ થશે, મારો બાળક મરાશે. '

શોકમાં તેને વિચાર સૂઝ્યો, ઘડીભર પહેલાં જે સુખ વીલું હતું તેના પર તેજ પ્રસર્યું. તેણે પોતાના માણસને શત્રુ સૈન્યમાં સુલેહને માટે મોકલ્યો.

કૌશામ્બીના દરવાજા ઊઘડ્યા ને બંધ થયા. એક માણસ બહાર નીકળ્યો. શત્રુઓએ તેને જોયો. તેને રાજા પાસે લઈ ગયા.

દૂતે કહ્યું: ' મહારાજ ! રાણી મૃગાવતી આપની સાથે સુલેહ કરવા ઇચ્છે છે. કૌશામ્બીના રાજા મરણ પામ્યા એટલે મહાપરાક્રમી રાજા ચણ્ડપ્રદ્યોતનનું શરણ ઇચ્છે છે. પણ હાલમાં મહારાણી ખૂબ શોકમાં છે, વળી રાજાના મૃત્યુનો શોક બારેક

છે, કૌશામ્બીમાં સૈનિકોની ભરતી થઇ રહી છે અને કોઠા-અોના કોઠાર અન્નથી ભરાઈ ગયા છે.

છતાં વગર કારણે અને અબળા સાથે લડાઇ જાહેર ન થાય એમ સમજી એક દૂત સાથે રાણી પર કહેણ મોકલ્યું:

'રાણી મૃગાવતી ! તમે મને આપેલ વચન યાદ હશે, તમારા વચનને લીધે જ મેં મારું લશ્કર પાછું ખેંચ્યું હતું, તો હવે મારા રાજ્યમાં પધારી, મારા અંતઃપુરને શોભાવી મને કૃતાર્થ કરશો.'

દૂત કૌશામ્બી પહોંચ્યો અને તેણે રાજાએ કહેલ વચનો મૃગાવતી સમક્ષ કહી સંભળાવ્યા.

આ સાંભળતાં મૃગાવતી સમજી ઊડી કે લડાઇનો સમય નજદીક આવ્યો છે, છતાં તેણે દૂતને કહ્યું:

'હે દૂત ! તારા રાજાને જઇને કહેજે કે કાગડો કદી હંસલીને ઉપાડી જાય ખરો ? તારો રાજા તો કામાંધ હતો, તેનામાં જરાય અક્કલ ન હતી એટલે મારા વચન પર તેણે વિશ્વાસ રાખ્યો, અને મને મેળવવાના મોહમાં તે સ્વદેશ પાછો ફર્યો, પણ તારા રાજાને એટલું વધારામાં કહેજે કે મૃગાવતીને રાજપાટ કે વિલાસ વૈભવ કરતાં શિયળ વધારે પ્રિય છે, આબરુ વધારે વહાલી છે, માટે હવે મારી આશા છોડી દે, અને નિરાંતે પ્રભુનું ધ્યાન દઇ સત્યપથે વળે.'

આ સાંભળી સભા આખી કે જેને મૃગાવતી પર વહેમ હતો કે તે જરૂર ચણ્ડપ્રદ્યોતનને પરણશે તે વહેમ ભાંગી ગયો. પોતાની રાણીને તેમણે ખરા સ્વરૂપમાં જોઇ, તેઓમાં શુરાતન આવ્યું અને તેમણે સાથે જ દૂતને કહી દીધુઃ

કોશામ્બીને ફરતો કોટ જે જીર્ણ અવસ્થામાં હતો તેને સુધરાવ્યો. દિવાલને મજબૂત કરી, ચિરાડો વગેરે પૂરાવી લીધું. વિશાળ સૈન્ય સામે ટકી શકે તેવો તે મજબૂત થયો.

લશ્કરની ભરતીમાં પણ એટલો ઉમેરો કર્યો. શત્રુઓનો સામનો શી રીતે કરવો તેનું પદ્ધતિસર જ્ઞાન અપાયું. શસ્ત્ર-અસ્ત્રને સજીને તૈયાર કરાવવામાં આવ્યા.

કિલ્લાની બહાર મોટી ખાઇ તૈયાર કરાવી. આખી ખાઈ છલોછલ પાણીથી ભરી શહેરના રક્ષક તરીકે તૈયાર કરી. ખાઈ ઉપરનો પૂલ ખેંચાયો ને દરવાજા બંધ થયા, એટલે કોની તાકાત હતી કે ખાઇ ઓળંગીને દરવાજામાં પ્રવેશે! જો કોઇ પ્રવેશ કરવાની હિંમત કરે, ખાઇ ઓળં-ગવાની ચાતુરી વાપરે તો કિલ્લા ઉપર ગોઠવાયેલ સૈન્યના બાણે તેની છાતી વિંધાઇ જાય, અને ખાઈ ઓળંગતા ઓળંગતા ખાઇને તળિએ પહોંચી જાય.

મૃગાવતી રાણીએ અગમચેતી વાપરી કોશામ્બી નગરીના કોઠાર અન્નથી ભરી દીધા, જેથી મહિનાના મહિનાઓ સુધી લડાઇ ચાલે તો પણ ખોરાકી સંબંધી કાંઇ વાંધો ન આવે, અને લડાઈ ચાલુ ને ચાલુ રહે,

કેટલાય દિવસ થયા છતાં મૃગાવતી તરફથી કંઈ સમા-ચાર ન સાંભળ્યા એટલે ચણ્ડપ્રદ્યોતન રાજા વિચારમાં પડ્યો, મૃગાવતી રાણીની યુક્તિની તેને ગંધ આવી. વળી સમાચાર સાંભળ્યા કે કોશામ્બીનો કિલ્લો દુરસ્ત થઇ ગયો છે, કૌશામ્બી નગરની આસપાસ ઊંડી ખાઇ તૈયાર થઇ ગઈ

સૌથી આગળ બાળરાજા અને વિધવા રાણી મૃગાવતી બેઠેલ છે. પાછળ કૌશામ્બીના નગરજનો છે.

અમૃત ઝરતી વાણી બંધ થાય છે અને સભા વિખરાવી શરૂ થાય છે. તે વખતે બાળરાજા ઉદયન આગળ આવીને ધીમેથી બોલે છે:

'ભગવન્, મારી માતાએ આપની વાણી સાંભળી છે, અને તેમને સંસાર પરથી મોહ ઊડી ગયો છે. તેઓ આત્મકલ્યાણ કરવા ઇચ્છે છે અને આપને હાથે દીક્ષિત થઈ સત્ય અને અહિંસાને પંથે જવા ઝંખે છે. તો હે ભગવાન ! આપ આપને હસ્તે મારાં માતુશ્રીને દીક્ષા આપી મારા પર અનુગ્રહ કરો. માતાજીને મારી દીક્ષા લેવાની રજા છે.'

અને શ્રમણ ભગવાન મહાવીરે તે જ સ્થળે મૃગાવતીને દીક્ષા આપી. મૃગાવતીએ આત્મા ઓળખવાનો ભેખ ધર્યો. જગતની સાથે મૈત્રી બાંધી. સૃષ્ટિના સર્વ કોઇ તેમના ભાઈ બહેન થયા.

ઉતાવળે ઉતાવળે આવતા ચણ્ડપ્રદ્યોતને સમાચાર સાંભળ્યા: 'પ્રભુ મહાવીર કૌશામ્બી નગરની બહાર સમવસર્યા છે.' તેથી સૈન્યને 'રૂક જાઓ'નો હુકમ આપી તે પ્રભુને વાંદવાં આવ્યો. પ્રભુને નમસ્કાર કર્યા.

પણ બીજી બાજુ જ્યાં જુએ ત્યાં મૃગાવતીને જોઇ. ચિત્રમાં જોયેલ મૃગાવતીનું સ્મરણ થયું. આબેહૂબ તે જ સ્ત્રી હતી. પણ આ સ્ત્રીના મસ્તકે કેશ ન હતા. આ સ્ત્રીના શરીરે કંઈ આભૂષણ ન હતા–હતા ફક્ત સાદા શ્વેત વસ્ત્રો.

'હે દૂત! તારા રાજાને કહેજે કે હજુ પૃથ્વી નક્ષત્રીય નથી થઇ. રાણી મૃગાવતીને લેતાં પહેલા તેના જેવા શિયાળને ભોંય ચાટતા થવું પડશે.'

દૂતે આ સાંભળ્યું તે કાંઈ ન બોલ્યો. તે તો પોતાની ફરજ બજાવી, રાણીને નમસ્કાર કરી, રાણીએ કહેલ સમાચાર પોતાના રાજાને કહેવા ચાલ્યો ગયો.

અવંતિ આવીને દૂતે બધી વાત પોતાના રાજાને કહી. પોતે જોયેલ શહેરનું વર્ણન કર્યું. પોતે જોયેલ તેની તૈયારીની આછી રૂપરેખા કહી, અને વધારામાં મીઠું મરચું ભભરાવી સરદારોએ કહેલ વચનો કહ્યાં.

આ સાંભળીને ચણ્ડપ્રદ્યોતનને ગુસ્સો ચડ્યો. આખા અવંતીમાં તરત લડાઈની નોબતનાં અવાજ સંભળાયો. લશ્કર આખું તૈયાર થયું. ચણ્ડપ્રદ્યોતન પણ તૈયાર થયો. અને કૌશામ્બી નગરીને સર કરવા માટે ઉતાવળે પગે તે ઊપડયો. કૌશામ્બી નગરની રાણી મૃગાવતીને વશ કરવા, કહો કે તાબે કરી પોતાના અંતઃપુરમાં લાવવા ગર્વભર્યા મસ્તકે તે ઊપડયો.

[ ૪ ]

કૌશામ્બી નગરીના પૂરજનો આજે શ્રમણ ભગવાન મહાવીરની વાણી સાંભળવા ઊપડયા છે. શહેર બહાર ઉદ્યાનમાં અહિંસા ને સત્યની મૂર્તિ સમો એક યોગી મીઠી અમૃત ઝરતી વાણીમાં લોકોને ઉપદેશ દઇ રહ્યો છે—શાંતિનો.

સર્વ કોઇ વેરભાવ ભૂલી ગયા છે, અને એક ચિત્તે ઉપદેશને શ્રવણ કરી રહ્યા છે.

પણ ગુરુ ન જડયા. અંધારું થયેલ જોયું, એટલે ગુરુ ઉપાશ્રયે પહોંચી ગયા હશે તેમ સમજી તે ઉપાશ્રય તરફ વળ્યા.

'જૈન સતી સ્ત્રી કે સાધ્વી રાત પડતાં કે અંધારું થતાં કયાંય ન થોભી શકે કે કયાંય એક ક્ષણ પણ ઊભી ન રહી શકે.' એમ વિચારતાં વિચારતાં મૃગાવતી મોટા ડગ ભરતાં ઉપાશ્રયે આવ્યા અને જોયું તો ચંદનબાળા તેમની રાહ જોઇને ઊભા હતા.

તેમને જોતાં જ ચંદનબાળાએ કહ્યું: 'હે ભદ્રે! તમે કુલીન કહેવાઓ. કુલીન થઈને રાત્રે બહાર રહેવું તે તમારે માટે યોગ્ય ન કહેવાય.'

અને આટલું જ વાકય તેમને માટે પૂરતું હતું. પોતાની ભૂલ બદલ મૃગાવતીને ખૂબ શોક થયો. ચંદનબાળાની ક્ષમા માગી. ફરીફરીને ક્ષમા માગી.

ચંદનબાળા એ તો દધિવાહનની દીકરી, જેનું રાજ્ય મૃગાવતીના પતિ શતાનિક રાજાએ પડાવી લીધું હતું. એ પછી ધનાવહ શેઠને ત્યાં વેચાયેલ. ત્યાં તેના જ હાથે કેટલાય ઉપવાસ પછી પ્રભુ મહાવીરનું પારણું થયેલ. પછી તો તે મૃગાવતીની બહેનપણી થયેલ. એ ચંદના આજે મૃગાવતીની ગુરુ હતી. એક ગુરુ તરીકે મૃગાવતીને કહેવાનો તેને હક હતો. એક શિષ્યા તરીકે તે સાંભળવાનો, અને પોતાની ભૂલ બદલ પશ્ચાત્તાપ કરવાની મૃગાવતીની ફરજ હતી.

રાત્રે ચંદનબાળા ઊંઘી ગયા. ઉપાશ્રયમાં નિરવ શાંતિ પથરાઈ. પણ મૃગાવતીને ઊંઘ ન આવી. પોતાની ભૂલ બદલ

પ્રભુને પૂછી જોયું કે તે કોણ છે, અને જ્યારે જાણ્યું કે તે મૃગાવતી છે ત્યારે તે ક્ષોભ પામ્યો. જેને મેળવવા માટે તેણે મહેનત કરી હતી તે તો બાહ્ય સૌન્દર્યને તજી આંતરસૌન્દર્યને મેળવવા ઊપડી હતી.

મૃગાવતીએ અનુક્રમે સહુને નમસ્કાર કરવા શરૂ કર્યા. તેને જાણ થઈ કે શત્રુ રાજા ચણ્ડપ્રદ્યોતન આવેલ છે એટલે તે તેની પાસે ગઈ અને તેને પણ નમસ્કાર કર્યા.

## मिथ्या मे दुष्कृतम्

[ ૫ ]

એક વખત શ્રમણ ભગવાન મહાવીર ઉપદેશ આપી રહ્યા છે, અને જનતા એક ચિત્તે સાંભળા રહી છે. તે વખતે મૃગાવતી પોતાના ગુરુ ચંદનબાળા સાથે પ્રભુના દર્શનાર્થે આવે છે.

માણસની મેદની જામેલ હતી, એટલે જગ્યા કરતાં કરતાં પ્રભુ સમક્ષ પહોંચી જઈ ઉપદેશ શ્રવણ કરે છે. ઉપદેશ પૂરો થયા પછી માનવ મેદનીને લઇ ગુરુ શિષ્યા છૂટા પડી જાય છે.

સાંજ પડી ગઇ હતી, એટલે ઉતાવળે ઉપાશ્રયે પહોંચવાની જરૂર હતી. તેથી ઉતાવળમાં ઉતાવળમાં ચંદનબાળા મૃગાવતીને અને મૃગાવતી ચંદનબાળાને ખોળે છે. પણ માનવ સમુદાયમાં કયાંથી જડે !

અંધારું થવા આવ્યું, એટલે ચંદનબાળા ઉતાવળા ઉતાવળા ઉપાશ્રયે પહોંચી ગયા. ગુરુને શોધતાં મૃગાવતીને વાર લાગી.

'શું છે મૃગાવતી ?' જવાબ નથી મળતો એટલે ફરી વખત પૂછે છે:

'મૃગાવતી તમે હજુ કેમ બેઠા છો ?' છતાં મૃગાવતી શાંત બેઠા છે.

'મૃગાવતી ! આજે તમારામાં પરિવર્તન કેમ ? અડધી રાત સુધી જાગવાનું શું ? અને મારો હાથ ઊંચો કરવાનું કારણ શું ?'

મૃગાવતીએ કહ્યું: 'પૂજ્ય ! આપના હાથ પાસેથી મોટો સર્પ પસાર થતો હતો એટલે !'

ચંદનબાળા આશ્ચર્ય પામ્યા. આવા ઘોર અંધકારમાં કાળા નાગને શી રીતે દેખી શકાય ? એટલે પાછું પૂછ્યું:

'મૃગાવતી આવા ગાઢ અંધકારમાં તમે સાપને શી રીતે જોયો ?'

અને મૃગાવતીએ જરાય અભિમાન સિવાય કહ્યું: 'આપના પ્રતાપે, આત્મજ્ઞાન થવાથી.'

'જ્ઞાન ? અને તે આત્મજ્ઞાન ? પ્રતિપાતિ જ્ઞાન કે અપ્રતિપાતિજ્ઞાન ?' ચંદનબાળાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

'અપ્રતિપાતિ–કાયમ રહેનારું, ગુરુદેવ !' કહી મૃગાવતીએ ગુરુ સમક્ષ મસ્તક નમાવ્યું.

ચંદનબાળાએ જાણ્યું કે મૃગાવતીને તો કેવળજ્ઞાન થયું છે, સર્વ વસ્તુ ને ભાવને જાણવાના શક્તિ મેળવી છે, એટલે તેમને ઠપકો આપવા બદલ પશ્ચાત્તાપ કરવો શરૂ કર્યો. ગુરુએ શિષ્યની ક્ષમા માગી. શિષ્ય તરફ અવિનય થવા બદલ ગુરુએ શિષ્યની માફી માગી.

તેમને પશ્ચાત્તાપ થતો હતો. એ ભૂલરૂપી કીડો તેમના આત્માના ઊંડાણમાંથી કર્મરૂપી મેલને ખાઈ રહ્યો હતો.

મધરાત થવા આવી. માણસોનો અવાજ પણ બંધ થયો. નિરવ શાંતિમાં ચંદનબાળાના શ્વાસનો આછો અવાજ સંભળાઈ રહ્યો હતા અને મૃગાવતી ગુરુની પથારી પાસે બેસી પશ્ચાત્તાપ કરી રહ્યા હતા.

પશ્ચાત્તાપ કરનારનું હૃદય હલકું થાય. પશ્ચાત્તાપ કરનારનું પલ્લું અદ્ધર ચડે, મન નિર્મળ થાય, પાપ વગરનું થાય. તેમ મૃગાવતીનું થયું.

પશ્ચાત્તાપના બળે તેમણે આત્મામાં ડોકિયું કર્યું. આત્માની કંઇક ઝાંખી થઇ. ધીમેધીમે આત્મા શું છે, તે સમજાયું. અને તેમને સંપૂર્ણ જ્ઞાન થયું. જગતની સર્વ વસ્તુને તે દેખતા થયાં. સર્વજ્ઞાની થયા. હજુ ચંદનબાળા ઊંઘે છે, મૃગાવતી જાગે છે. ગુરુદેવને જ્ઞાન નથી થયું તે પહેલાં શિષ્યાને તે પ્રાપ્ત થયું છે, છતાં વિનયી શિષ્યની માફક તે ગુરુ પાસે બેઠેલ છે.

સડસડાટ કરતો એક સાપ ત્યાંથી પસાર થાય છે. મોટો ને વિકરાળ, કાળો ને ઝેરીલો. મૃગાવતી જ્ઞાનના બળે તેને જુએ છે અને ચંદનબાળાના લાંબા પડેલ હાથ ઉપરથી તે પસાર થાય તે પહેલાં તે ધીમે રહીને તે હાથને ઊંચો લે છે. સાપ નીચે થઈને પસાર થઈ જાય છે.

પણ આમ હાથ ઊંચો થતા ચંદનબાળા જાગે છે. મૃગાવતીને પોતાની પાસે બેઠેલ જુએ છે એટલે પૂછે છે:

'ધન્ય છે સતી સુલસાને, ધન્ય છે તેના પતિને, ધન્ય છે તેના માતપિતાને, ધન્ય છે. ધન્ય છે. ધન્ય છે સુલસાને !'

ઇન્દ્ર રાજા પણ બોલી ઊઠયા:

'ધન્ય છે સતી સુલસાને !'

એક દ્વેષી દેવ ઊભો થયો તેની આંખનો ખૂણો લાલ હતો. તેમાંથી ક્રોધની જ્વાળા ઝરતી હતી. હોઠ ફફડતા હતા. તે મોટેથી બોલ્યો:

'ઓ ઇન્દ્ર દેવ ! દેવ થઇને, અમારા રાજા થઈને, એક સ્રીના ગુણ ગાતાં શરમાવ. એવું કદી સાંભળ્યું છે કે સ્વર્ગ કરતાં મૃત્યુ લોક ચડે ? અને જો ન ચડે તો સ્વર્ગના દેવ કરતાં માનવી શી રીતે ચડે ? અને તેય વળી સ્રી !'

'વળી એવું કદી સાંભળ્યું છે કે કોઈ એક ધર્મમાં સ્થિર રહે ? માનવી લોક તો ચળે એવા. જ્યાં લાભ જુએ ત્યાં દોડી જાય. તો સુલસાની તેમાં ગણના શી ? એક નાના સારથિની વહુ. પામર સ્રી જેવી સ્રી. એનામાં એવી શક્તિ ક્યાંથી હોય ? જાણ્યા વગર, વિચાર્યા વગર કોઈ દેવનું કહ્યું તમે માની લ્યો તે પણ કેવું ?'

સભા સાંભળી રહી. ઇન્દ્ર મહારાજ સાંભળી રહ્યા, કારણ કે બોલનાર દેવ ક્રોધી હતો. કોઇના વખાણ સાંભળી તેને ક્રોધ ચડતો. કોઈનો યશ સાંભળે, કોઈના પરાક્રમ સાંભળે, કે તરત તેની આંખમાંથી ક્રોધ પ્રગટે અને પછી તરત તેની પરીક્ષા કરે. પરીક્ષા કરવામાં દુ:ખ દઇ દઇને સામાને નીચોવી નાખે, તેને તેના ગુણમાંથી ચળાવવા ખૂબ જ મહેનત કરે,

સભા આખી સ્થંભી ગઈ. ગાન તાન બંધ થયા. અપ્સરાઓ એક બાજુ ઊભી રહી. યક્ષ રાક્ષસો હુકમ ઝીલવાને તૈયાર થઈ ઊભા. ઇન્દ્ર મહારાજ શો હુકમ કરે છે તેની સર્વે રાહ જોઇ રહ્યા.

એકદમ ઇન્દ્રે સવાલ પૂછ્યો:

'છે કોઇ પૃથ્વી પર એવી સ્ત્રી કે જેને કદી ક્રોધ ન ચડે, જે સતી શિરોમણી હોય, જે એક જ ધર્મમાં ચૂસ્ત હોય? છે કોઇ એવી સ્ત્રી?'

ઇન્દ્ર બોલી રહ્યા અને સભામાં ગણગણાટ શરૂ થયો. બધા વિચારવા લાગ્યા. કોઇને એવી સ્ત્રી યાદ ન આવી, એટલે ગણગણવા લાગ્યા:

'છે કોઇ એવી સ્ત્રી?'

એક દેવ ઊભો થયો. સભા ફરી શાંત બની. ધીમે રહી તે બોલ્યો:

'હા મહારાજ! ચૌદ રાજલોકમાં એવી એક જ સ્ત્રી છે. જેને કદી ક્રોધ ન ચડે, જે સતી શિરોમણી છે, જે એક જ ધર્મમાં ચુસ્ત છે. આવી સ્ત્રી પૃથ્વી ઉપર છે. તેનું નામ છે સુલસા. તે રાજગૃહીમાં વસે છે, અને શ્રેણીક રાજાના નાગસારથિની પત્ની છે. જૈન ધર્મમાં તે દઢ છે. દયાની તે દેવી છે.'

સભા આખી ગર્જી ઊઠી:

વહોરી જાય તો ઠીક એવા વિચારે સુલસા બેઠી છે. એવામાં નોકર આવીને કહે છે:

'બા, મુનિરાજ પધારે છે.'

અને 'ધર્મલાભ' કહી મુનિરાજ ઘરના આંગણામાં પ્રવેશે છે. સુલસા ઊભી થઈ બે હાથ જોડે છે, અને રસોડામાં જઈ તૈયાર રસોઈ બહાર લાવે છે.

પણ મુનિરાજ સ્થિર ઊભા છે. હાથમાં પાતરાં પકડી રાખ્યા છે. મુખ ઉપર શાંતિ પથરાઈ રહેલી છે. સુલસા મુનિરાજની આવી વર્તણૂક જોઈ જરા મુંઝાય છે, અને બે હાથ જોડી ધીમેથી કહે છે:

'ગુરુદેવ! આપની શી આજ્ઞા છે. આ બધો આહાર નિર્દોષ છે. આપ તેને વહોરી શકો તેમ હો. તો કૃપા કરી તેને વહોરી મને કૃતાર્થ કરો'

મુનિરાજે મુખ ખોલ્યું: 'સુલસા! આહારની ઇચ્છાએ હું અહીં નથી આવ્યો. મારે બીજી વસ્તુ જોઈએ છીએ. આખા શહેરમાં તપાસ કરી. એકે એકે દુકાને ને હાટે ફર્યો છતાં એ ક્યાંય ન મળી, પણ એક જણે કહ્યું કે તે વસ્તુ તમારે ત્યાં ....'

'હો, મહારાજ! એ ચીજ કઇ છે, કે આપને વહોરાવી હું ધન્ય થાઉં!' સુલસાએ પ્રસન્ન મુખે કહ્યું. મુનિરાજનું વાક્ય અધવચ્ચે જ ઝીલી લીધું

મુનિરાજ બોલ્યા: 'બહેન! અમારી સાથે બીજા કેટલાક સાધુ છે. ઘણે દૂરથી વિહાર કરતાં કરતાં અમે આવીએ છીએ

પણ જો છેવટે ન ફવાય તો, પોતે હારે તો, તેને વરદાન દે. આ ક્રોધી દેવનો આવો સ્વભાવ હતો. તેથી દેવ બધા સ્થંભી ગયા. ઇન્દ્ર મહારાજ પણ ઘડીભર સાંભળી રહ્યા.

સુલસાના વખાણ કરનાર દેવ ફરી વખત ઊભો થયો. ધીમે રહી તેણે જવાબ આપ્યો:

'અરે, ઓ દેવ! સુલસાને તું ઓળખતો નથી. તેને કોઇએ તેના સ્વભાવમાંથી ચલિત કરી હોય એવું મારી જાણમાં નથી. તેના જેવી, તેના સરખી સ્ત્રી ચૌદ રાજ-લોકમાં પણ મળવી મુશ્કેલ છે.'

'બસ કર તારા વખાણ. ખોટા વખાણ કરનાર તારા મોંને તું સીવી લે. હું જોઉં છું કે સુલસા કેવી સતી છે! સુલસા કેવી એક ધર્મમાં સ્થિર છે!'

સભામાં હાહાકાર થયો. ઇન્દ્ર સુદ્ધાં થંભી ગયો. ગજબ થયો. એ દેવ સુલસાને દુઃખી કરશે, એ દેવ સુલસાને રિબાવશે, એ વિચારે બધા સ્તબ્ધ બન્યા.

રંગમાં ભંગ પડયો. ઇન્દ્ર મહારાજ શોકાતુર મુખે ચાલ્યા ગયા. સ્વર્ગના દેવો ગમગીન ચહેરે પોતપોતાના વિમાને જતાં રહ્યાં. ધીમે ધીમે સભા આખી વિખરાઇ ગઇ.

થોડા વખત પહેલાં જ્યાં નાચ ગાન થતાં હતાં ત્યાં શોકમય વાતાવરણ છવાઈ રહ્યું.

[ ૨ ]

રસોઇ તૈયાર થઈ ગઇ છે. કોઈ મુનિરાજ આવીને

હવે બાકી એક જ શીશો રહ્યો. પૈસા ખરચતાં ય તેલ મળે તેમ ન હતું. આંગણે આવેલ અતિથિને પાછા કાઢવા એ પણ ઠીક ન હતું. મુનિરાજ માટે ગમે તે નુકશાન સહી લેવા તે તૈયાર હતી એટલે તે પાછા ફરી, ને ત્રીજો શીશો લીધો.

શીશો લઇને બારણું વટાવ્યું અને સાચવીને એક બાજુ થઈ ચાલી. પણ આગલા શીશાના કાચની અણીદાર કણી એક બાજુ પડેલ હતી તે પગમાં પેસી ગઇ.

સુંવાળી ભૂમિપર ચાલેલ કમળની પાંખડી જેવા નાજુક પગના તળિયામાં કાચ પેસતાં જ તેનાથી ઝીણી ચીસ પડી ગઈ. હાથમાંનો શીશો સરી ગયો. જમીન પર પડતાં જ ફૂટી ગયો અને આખી ઓસરી તેલ તેલ થઈ ગઈ.

ત્રણે શીશા ફૂટી ગયાં, અને લક્ષપાક તેલ ઢોળાઇ ગયું. મુનિરાજને વહોરાવી ન શકાયું. પગમાંથી લોહીની ધાર નીકળી. તોય મુનિરાજ ખોટી થાય છે એમ વિચારી ખોડંગાતી ખોડંગાતી મુનિરાજ પાસે આવી અને બે હાથ જોડી બોલી:

'મહારાજ ! મારા કોઈ કમભાગ્ય છે. ત્રણે શીશા લાવતાં લાવતાં ફૂટી ગયા છે.' તેનાથી વધારે ન બોલાયું.

મુનિરાજે પગમાં લોહીની ધાર જોઈ, હાથ ચીકટા જોયા, પોતાને તેલ ન વહોરાવી શકી એ બદલ ખેદ કરતી જોઇ, અને તે પહેલાં શીશા લાવતાં લાવતાં અને એક પછી એક ફૂટી જતા તેના મુખની રેખાઓ જોઇ લીધી હતી. મુખ ઉપર જરાયે ખેદની લાગણી નહોતી દેખાઇ.

મુનિરાજને ખાત્રી થઈ: 'સુલસા એવી સ્ત્રી છે જેને

અને આ શહેરની બહારના ઉદ્યાનમાં ઊતર્યા છીએ. પણ લાંબા વિહારને લીધે અમારામાંના લગભગ બધા સાધુ માંદા પડ્યા છે. આ માંદગી નિવારવા માટે લક્ષપાક તેલની જરૂર છે. આખા શહેરમાં ઘેર ઘેર તપાસ કરી, પણ ક્યાંયથી તે ન મળ્યું. તે વખતે એક ભાઈએ કહ્યું કે આ તેલ સુલસાને ત્યાં છે, તો આપની પાસે જો તે તેલ હોય તો અમારે તેનો ખપ છે!'

લક્ષપાક તેલ અમૂલ્ય ગણાય છે. તેનાથી કેટલાક રોગનો જડમૂળથી નાશ થાય છે. એ તેલ ભાગ્યે જ કોઇને ત્યાંથી મળી શકે. સુલસાને ત્યાં તેના ત્રણ શીશાં ભરેલા હતા. તે તેણે સાચવીને રાખી મૂકેલ હતા, એટલે રાજી થઇને કહ્યુંઃ

'મહારાજ! એ તેલ મારી પાસે છે, અને આપ તેને વહોરી શકો છો.'

એમ કહી તે તરત ઓરડામાં ગઈ. સાચવીને મૂકેલ શીશામાંથી એક શીશો લીધો અને ઉમંગભેર બહાર નીકળી. પણ ઉંબર વટાવતા ઠેસ વાગી. તે નીચે પડી ગઈ અને હાથમાંનો શીશો નીચે પડીને ફૂટી ગયો.

લક્ષપાક તેલનો જમીન પર રેલો ચાલ્યો.

મોંઘું તેલ એકઠું કરવા રહીશ તો મુનિરાજને ખોટી થવું પડશે એમ વિચારી તરત તે પાછી ફરી અને બીજો શીશો લઇ ઉતાવળી ઉતાવળી બહાર આવી.

ઉંબર તો વટાવ્યો, પણ બહાર ઢાળાયેલ તેલ પર અચાનક પગ આવવાથી પગ લપસ્યો અને તે જમીન પર પડી ગઈ. શીશો દૂર ઊડી ગયો અને તેલનાં રેલાં ચાલ્યાં.

[ ૩ ]

પૂરા નવ માસે સુલસાને ત્યાં પારણું બંધાયું. દેવ જેવો દીકરો અવતર્યો. શું એની કંચનવર્ણી કાયા ! રૂપ રૂપનો તો ભંડાર. વળી દેવનો દીધેલ. બત્રીસ લક્ષણો ! પછી એનામાં શી મણા હોય.

નાગ સારથિ ખુશી થયો. સુલસા આનંદ પામી. કેટલાય વર્ષે દીકરાનું મુખ જોયું, એટલે મોટો ઉત્સવ કર્યો. શ્રીફળ ને સાકર વહેંચાઈ.

ધીમે ધીમે તે મોટો થયો. પડતા આખડતા ચાલતાં શીખ્યો. કાલું કાલું બોલી બોલતાં શીખ્યો.

સુલસા ભણેલ હતી, ગણેલ હતી, અને જે મા ભણેલ ગણેલ હોય તેના છોકરાં પર પણ સંસ્કાર સારા જ પડે. સુલસાએ તેને યોગ્ય શિક્ષણ આપ્યું. ધર્મ પર દૃઢ આસ્થાવાળો કર્યો.

નાગ સારથિ ઘણી વિદ્યામાં પારંગત હતો. રથ હાંકવાની કળા, ધનુર્વિદ્યા, તરવારના અટાપટા, લડવાની કળા વગેરેમાં તે એક્કો ગણાતો. એટલે એ શિક્ષણ પિતા પાસેથી પુત્રને મળ્યું. આમ તે રમવામાં કે ભણવામાં, ખેલવામાં કે લડવામાં હોશિયાર થયો.

એ દેવનો દીધેલ હતો. દૈવી લક્ષણો તેનામાં હતાં. દેવ જેવી એની કાંતિ હતી. દેવ જેવા એનામાં ગુણ હતા, એટલે એનું નામ પાડ્યું હતું દેવદત્ત.

નાગ સારથિ શ્રેણિક રાજાનો માનીતો સારથિ હતો.

કદી ક્રોધ ન ચડે, જેને કદી ખેદ ન થાય અને જે એક જ ધર્મમાં ચુસ્ત છે.'

તે મુનિરાજ માનવી ન હતા, દેવ હતાં. દેવોની સભાનો ક્રોધી દેવ હતો. તેણે ઇંદ્રની સભામાં સુલસાના વખાણ સાંભળ્યાં હતાં, અને તેથી તે તેની પરીક્ષા કરવા આવ્યો હતો. તે સુલસાની શાંતિથી પ્રસન્ન થયો. તેણે કહ્યું:

'બહેન! હું લક્ષપાક તેલ લેવા નથી આવ્યો, ફક્ત આવ્યો હતો તમારી પરીક્ષા કરવા. ઇંદ્રની સભામાં મેં તમારા વખાણ સાંભળ્યા. મેં સાચા માન્યા નહિ, એટલે તેની પરીક્ષા કરવા નીચે આવ્યો. તમને જોઈ હું પ્રસન્ન થયો છું. તમારે માગવું હોય તે માગી લો.'

'મહારાજ! મારે કોઇ વાતે દુઃખ નથી. જે દુઃખ છે તે તમે જાણો છો. મને એ વાતનું ય દુઃખ નથી. પણ મારા પતિદેવને એ ચિંતા હમેશા કોતરી રહી છે. તો તેનું નિવારણ થાય તેમ કરો.' સુલસાએ નમ્રતાથી કહ્યું.

દેવ પ્રસન્ન થયો હતો એટલે વરદાન આપ્યું:

'તથાસ્તુ! બહેન, આજથી નવ મહિને તને એક પુત્ર થશે. બત્રીશ લક્ષણો અને શરીરે દેખાવડો. તેનાથી તમને સુખ મળશે.'

અને અદૃશ્ય થતાં થતાં તેણે કહ્યું:

'દુઃખ પડે ત્યારે સંભારજે, બહેન!'

સ્વર્ગના દેવો બોલી ઊઠ્યા:

'ધન્ય છે સુલસાને! ધન્ય છે સતી સ્રીને!

સાથે ઓછો હલ્લો કરી શકાય ! આગલી ચાર પાંચની હારે દેવદત્તને જોતાં તેના પર પગારો કર્યો. દેવદત્ત સામે થયો. ખૂનખાર લડાઈ થઈ. અંધારામાં તરવારો વીંઝાવા લાગી. દેવદત્તે કેટલાયને મારી નાખ્યા. કેટલાયને તેણે ઘાયલ કર્યા. શત્રુ સૈન્ય તેને મારવા રહ્યું ને શ્રેણીક રાજા સુખરૂપે મહેલમાં પહોંચી ગયો.

દેવદત્ત ઘવાયો. જમીનપર ઢળી પડ્યો. તેનો આત્મા શરીરમાંથી ચાલ્યો ગયો. વિશાળનગરીનો રાજા તેના મૃત-દેહ પર થઈ આગળ વધ્યો. પણ તે હવે પરહદમાં આવી પહોંચ્યો હતો. પાસે થોડું જ સૈન્ય હતું, એટલે આગળ વધવું એ જોખમ ભરેલ હતું. તે જાણતો હતો કે શ્રેણીક રાજમહેલમાં પહોંચ્યા પછી દેવદત્તની વહારે સન્ય મોકલશે. આથી તે પાછો ફર્યો

બીજે દિવસે શ્રેણીક રાજાને ખબર પડી કે તેનો બત્રીસ લક્ષણો અંગરક્ષક સ્વર્ગે ગયો, ત્યારે તેને અત્યંત શોક થયો.

નાગ સારથિને પુત્રનાં મૃત્યુ-સમાચાર સાંભળી મૂર્છા આવી. સુલસાની આંખમાંથી આંસુની ધારા ચાલી.

પણ ધર્મ તેની નજર સમક્ષ આવ્યો. તે વિચારે ચડી: 'આ સંસાર અસાર છે. જે વસ્તુ ઉત્પન્ન થાય છે તે વસ્તુનો નાશ અવશ્ય થાય છે. દૈવે દીધેલ દીકરો દૈવે જ લઈ લીધો તેમાં શોક શો ? સવાર, બપોર ને સાંજ એ કુદરતનો ક્રમ છે. આ સંસારમાં કોઈ કોઈનું સગું નથી. પતિ શું કે પિતા શું, મા શું કે દીકરો શું ! એ તો ફક્ત સંસારની માયા છે. માયાને લીધે જ હર્ષ ને શોક થાય છે. સગામાં

તેણે એક દિવસ દેવદત્તને જોયો. તેની વિદ્યા જોઈ. તે તેને જોઇ રાજી થયો, અને નાગ સારથિની રજા લઈ તેને પોતાના અંગરક્ષક તરીકે રાખ્યો.

શ્રેણિક રાજા એક સુંદરી પર મોહ પામ્યા હતા. વિશાળનગરના રાજાની તે પુત્રી હતી. તેને ધોળે દિવસે લાવવી એટલે ભયંકર યુદ્ધ કરવું પડે તેમ હતું. તેથી એક ભોંયરું તૈયાર કરાવી છૂપી રીતે લાવવાનું નક્કી થયું. શ્રેણીક રાજા પોતાના વિશ્વાસુ અંગરક્ષક દેવદત્ત સાથે ત્યાં ગયો. રાજાની પુત્રીનું હરણ કર્યું. પણ વિશાળનગરીના રાજાને તેની ખબર પડી, એટલે મોટું સૈન્ય લઈ તેની પાછળ પડયો.

શ્રેણીક રાજા પોતાના અંગરક્ષક દેવદત્ત સાથે નાઠો. સાથે રાજાની કુંવરીને લઈ લીધી. રથ પૂર વેગે હંકાર્યો. ભોંયરાની અંદર પ્રવેશ કરી ચૂકયા. છતાં વિશાળ નગરીના રાજાએ પૂંઠ ન છોડી. તે છેક નજદીક આવી પહોંચ્યો.

અડધે રસ્તે પહોંચી ગયા હતા, પણ હવે પકડાવાની અણી પર હતા એટલે દેવદત્તે કહ્યું:

'મહારાજ! હવે રથ તમે હંકારો અને જેટલી બને તેટલી ઉતાવળથી રાજમહેલે પહોંચી જાવ. મહેલ હવે દૂર નથી, એટલે તમે પહોંચો ત્યાં સુધી હું અહીંઆ ઊભો છું. શત્રુઓને ખાળું છું. એટલું ચોક્કસ સમજજો કે હવે તમને પકડવાની કોઇમાં દેન નથી. તમે પહોંચો ત્યાં સુધી હું અડગ દિવાલની જેમ ઊભો રહી શત્રુઓને આગળ વધવા નહિ દઉં.'

દેવદત્ત એકલો ઊભો હતો. શત્રુઓ આવી પહોંચ્યા. શત્રુઓ મોટી સંખ્યામાં હતા, પણ ભોંયરાંમાં એક

રાજગૃહી નગરી અને શ્રેણીક રાજાનું રાજ્ય તેના લીધે શોભે છે.'

આ સાંભળી અંબડે તેની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. બીજે દિવસ થતા દેવ જેવું રૂપ ધારણ કર્યું. અંબડ જેવો તાપસ, અને શક્તિશાળી માણસ બ્રહ્માનું રૂપ લઈ શહેરના એક દરવાજે બેઠો. વા વેગે વાત શહેરમાં ફેલાઈ. લોકો તેના દર્શન કરવા માટે દોડા દોડી કરવા લાગ્યા. શહેર આખામાં વાત ચાલી:

'રાજગૃહી નગરી ભાગ્યશાળી, રાજગૃહી નગરીના લોકો પુણ્યશાળી કે સાક્ષાત બ્રહ્માએ આવી દર્શન દીધા.'

સુલસાએ આ સાંભળ્યું. તે જૈન ધર્મમાં સ્થિર હતી. એટલે આખું શહેર દર્શનાર્થે જઈ આવ્યું તો પણ તે ન ગઈ.

બીજે દિવસે અંબડે વિષ્ણુનું રૂપ ધારણ કર્યું. હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ લીધા. લોકો ટોળે મળી તેના દર્શન કરી પાવન થવા ઊલટયા. વિષ્ણુદેવને પગે લાગ્યા, અને તેના આશીર્વાદ મેળવ્યા.

સુલસાએ આ સાભળ્યું. તે જૈન ધર્મની રાગી હતી એટલે આખું શહેર દર્શનાર્થે જઇ આવ્યું તો પણ તે ન ગઇ.

ત્રીજે દિવસે અંબડે શંકરનું રૂપ ધારણ કર્યું. ખોળામાં પાર્વતી, હાથમાં ખડગ ને ડમરું અને પાસે પોઠિયો. નગર આખું દર્શન કરવા દોડયું. દર્શન કરી પાવન થયું. 'જય મહાદેવ'ની બૂમ પોકારી.

સુલસાએ શંકરનું આગમન સાંભળ્યું. તે જૈન ધર્મમાં

ફક્ત ધર્મ છે, જે વસ્તુનો નાશ થતાં તેની સાથે જાય છે; માટે શોક કરવાને બદલે મારે ધર્મનું શરણુ જ લેવું જોઇએ !'

આમ વિચારતાં વિચારતાં તે ધર્મ ધ્યાને ચડી. ધર્મમાં વધુ સ્થિત થઇ.

[ ૪ ]

શ્રમણુ ભગવાન મહાવીર વિચરે છે. તેઓ ઠેર ઠેર પોતાના જ્ઞાનનો પ્રવાહ વહેવડાવી રહ્યા છે. લોકોમાં પ્રસરેલી અજ્ઞાનતા અને વહેમનો નાશ કરી રહ્યા છે.

અંબડ નામનો કોઇએક તાપસ તેમની પાસેથી જ્ઞાન મેળવે છે. તેમની રજા લઇ રાજગૃહી નગરી તરફ જવા તૈયાર થાય છે.

શ્રી મહાવીર અંબડને કહે છે: ' અંબડ ! તું રાજગૃહીમાં જાય છે તો સંભારીને એક કામ કરજે.'

' શું ? '

' રાજગૃહી નગરીમાં સુલસા નામની એક સતી સ્ત્રી રહે છે. તેને મારા ધર્મલાભ કહેજે ! '

' જેવી આજ્ઞા. ' કહી અંબડ રાજગૃહી તરફ રવાના થાય છે. રસ્તામાં તે વિચાર કરે છે: ' સતી સુલસા કોણુ હશે ? એ તે વળી કેવી મહાન સ્ત્રી હશે કે જેને ભગવાને ધર્મ-લાભ કહેવરાવ્યા.'

તે રાજગૃહીમાં આવે છે. સુલસા સંબંધી અહીંતહીં પૂછપરછ કરે છે.

લોકો કહે છે: ' મહારાજ ! સુલસા જેવી કોઇ સ્ત્રી નથી. તે એકજ ધર્મમાં દ્દઢ રાગવાળી છે. તે સતી સ્ત્રી છે. ક્રોધને તેણે જીત્યો છે. સંસારમાં તેને કોઇ પર દ્વેષ નથી.

કરવાને આવતા. સુલસા તેમનો ભાવથી સત્કાર કરતી. પૂજાને માટે જોઈતી સામગ્રી આપતી.

અંબડને પોતાને ત્યાં પૂજા કરવા આવતો જોઈ સુલસા બેઠી થઈ. પગ ધોવા પાણી આપ્યું. પૂજા કરવાની સામગ્રી આપી.

અંબડ તો સુલસાને જોઈ, સુલસાની એક જ ધર્મ પર દૃઢ આસ્થા જોઈ દિંગ થયો. તેણે ભાવથી પ્રતિમાની પૂજા કરી. પૂજા કર્યા પછી સુલસાને તેણે બધી વાત કહી અને વધારામાં ઉમેર્યું: 'બહેન! તમારા પર પ્રસન્ન થઈ શ્રી મહાવીરે તમને ધર્મલાભ કહેવરાવેલ છે. બહેન! પ્રભુએ તમને સંભાર્યા. અને તમારું જીવન ધન્ય થયું.'

[ ૫ ]

દેવોની સભા ભરાણી છે. સ્વર્ગના દેવો બેઠા છે. પૃથ્વીના દેવો પણ આવેલા છે. ભૂત, પિશાચ, યક્ષ, રાક્ષસ અને કિન્નરો દેવોનો હુકમ ઉઠાવવા એક પગે ખડા છે. આજે દેવોનો રાજા ઇન્દ્ર સભા ભરીને બેઠો છે.

ધીમેથી અને શાંતિથી સિંહાસનેથી ઇન્દ્ર મહારાજ બેઠા થયા. ધીમે છતાં હસતા વદને પેલા ક્રોધી દેવને તેમણે પૂછ્યું:

'કાં, પરીક્ષા કરી આવ્યા કે?'

બધા દેવો તે ક્રોધી દેવ સામે એકી ટશે જોઈ રહ્યા અને શું જવાબ આપે છે તેની રાહ જોવા લાગ્યા.

અને ક્રોધી દેવ ધીમેથી બોલ્યો:

સ્થિર હતી એટલે આખું શહેર દર્શનાર્થે જઈ આવ્યું, તો પણ તે ન ગઈ.

ચોથો દિવસ થયો. અંબડે શ્રમણ ભગવાન મહાવીરના જેવું જ રૂપ લીધું. મોટું સમવસરણ રચ્યું. શહેરના ચોથા દરવાજાની બહાર ઉપદેશ આપવો શરૂ કર્યો.

લોકો તેનાય દર્શનાર્થે ગયા. દર્શન કરી કૃતાર્થ થયા. ચાર ચાર દિવસમાં બ્રહ્માના દર્શન થયા, વિષ્ણુને ભેટ્યા, શંકરની ચરણ રજ ઉપાડી પાવન થયા, અને આજે મહાવીરની વાણી સાંભળી પવિત્ર થયા.

સુલસાએ મહાવીર આવ્યાના સમાચાર સાંભળ્યા. તે વિચારવા લાગી:

'ભગવાન મહાવીર તો ચંપાનગરીમાં વિચરે છે. તે અહીં ક્યાંથી હોય. એ મહાવીરને બદલે તેના નામે વિચરનાર કોઇ કપટી સાધુ હોવો જોઇએ.' આમ વિચારી તે તેના દર્શને પણ ન ગઇ.

અંબડે જોયું કે સુલસા છેતરાય તેમ નથી. જે ધર્મને તેણે માન્ય કર્યો છે તેમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા છે. આથી પાંચમે દિવસે રૂપ બદલ્યું. એક શ્રાવકનું રૂપ લીધું. પૂજાના કપડાં પહેર્યાં. હાથમાં ચાંદીની થાળી લીધી. થાળીમાં ફૂલ લીધાં. કેસર, ચંદન ને બરાસ લીધું. પૂજાની બધી સામગ્રી લીધી અને સુલસાને ત્યાં ઊપડ્યો.

સુલસાને ત્યાં ઘર દહેરાસર હતું. શ્રાવકો ત્યાં સેવા

# સીતા

'હટ્, હટ્, માળો ચાલતો નથી ને.'

પાસે જ પડેલ એક મોટા ધનુષ્યને ઉપાડીને એક નાની છોકરીએ, નાનાં છોકરાં લાકડીનો ઘોડો કરી જેમ રમત રમે છે તેમ રમવી શરૂ કરી.

'હટ્, હટ્' કહીને છોકરીએ પોતાના નાનકડા હાથની ચાબુક બનાવી ઘોડાની પીઠ પર મારી.

ઘોડો કાંઇ ઓછો જીવતો જાગતો હતો! ઘોડાના પગ તે છોકરીના પગ હતા. એટલે હાથની નાનકડી ચાબુક, ધનુષ્ય-ઘોડાને વાગતાં છોકરીએ પગ ઉપાડ્યા, ને ઘોડો આગળ વધ્યો. ધનુષ્ય પણ છોકરીના બે પગની વચ્ચે ઘોડા તરીકે રહી આગળ ખેંચાવા લાગ્યું.

નાની છોકરી ને મોટો ઘોડો, છતાંય સવાર જરાય બીક વગર બગીચાની અંદર ઘોડાને કુદાવી રહ્યો હતો.

પાસે જ એક ઋષિ ઊભા હતા તેની સાથે મિથિલા નગરીનો રાજા જનક વિનયથી હાથ જોડીને ઊભો હતો. બન્ને વાતચીત કરી રહ્યા હતા.

'મહારાજ ! સુલસા એવી સ્રી છે જેને કદી ક્રોધ ન ચડે. સુલસા સતી શિરોમણી છે. સુલસા એક જ ધર્મમાં સ્થિર છે.'

સભા આખી ગર્જી ઊઠી:

'ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે સતી સુલસાને.'

વાજીંત્રોના સૂર અને અપ્સરાઓના નાચ શરૂ થયા, દશાંગ ધૂપ અને અગરબત્તીના ધૂપથી વાતાવરણમાં પ્રસન્નતા ફેલાઈ રહી અને 'ધન્ય છે'ની ગર્જના વાતાવરણમાં ભળી ગઇ.

'ધન્ય છે સતી સુલસાને.

[ ૨ ]

ભલભલા રાજા મહારાજાઓ ધનુષ્યને ચડાવવાને આવવા લાગ્યા.

ભલભલા રાજા મહારાજાઓ, બળવાન અને અભિમાની ભૂપતિઓ પણછ ચડાવતાં પહેલાં તો લોકોની મશ્કરી સહન કરવા લોકોની જીભની ટેરવે ચડયા. પણછને ચડાવતાં કેટલાયનાં મુકુટ જમીનપર રગદોળાયાં, કેટલાંયના હાથપગ છોલાયાં, કોઈની કોણી તો કોઇની ગોઠણ, કોઇનું હાડકું, તો કોઇની દાઢી રંગાઈ. પણ કોઈનામાં તાકાત ન હતી કે ધનુષ્યને એક આંગળવા ય ઊંચું કરે.

દસદસ બળવાન માણસ જેટલું જ પોતાનામાં બળ ધરાવતો લંકાનો રાજા રાવણ આવ્યો. વિકરાળ તો એનું શરીર હતું. બિહામણી એની આંખો હતી. તેને જોતાં સભા આખી સ્થંભી ગઈ, જનક રાજા વિચારમાં પડયો. સીતા ગભરાઈ ગઇ. બધા વિચારવા લાગ્યા: 'આ રાક્ષસ જરૂર પણછ ચડાવશે, ને કુમળી ફૂલ જેવી સીતા આ રાક્ષસને વરશે.'

રાવણ એ તો અભિમાનનું પૂતળું હતું. તે બળમાં પણ અજોડ હતો. હિમાલય પર્વત પર સખતમાં સખત તપ કરી એવું વરદાન મેળવ્યું હતું કે 'દેવને હાથે પોતાનો નાશ ન થાય.' પણ એ બિચારો એવું વરદાન માગવું ભૂલી ગયેલો કે માણસને હાથે ય પોતાનો નાશ ન થાય. અને તેનું કારણ એ કે તે અભિમાની હતો.

ઉતાવળા ઉતાવળા જઇ એણે ધનુષ્ય ઉપાડયું. પણ ઊચકવા જતાં જ તે જમીન પર પડ્યો.

ઋષિએ પોતાના ધનુષ્ય સામે જોયું. ધનુષ્ય ત્યાં ન હતું. નજરને દૂર લંબાવી તો રાજાની પુત્રી તેનો 'ઘોડો ઘોડો' રમતી હતી.

ઋષિ આશ્ચર્ય પામ્યા. જે ધનુષ્ય પોતાના સિવાય કોઈ ઊંચકી શકે તેમ ન હતું, તે જ ધનુષ્યને એક નાનકડી છોકરીએ ઊંચકેલ જોઇ તે આશ્ચર્ય પામ્યા અને બોલ્યા: 'રાજન્ જનક! તું ભાગ્યશાળી જણાય છે. તારી પુત્રી સામ્રાજ્ઞી થનાર જણાય છે.'

રાજા જનક પુલકિત વદને સાંભળી રહ્યો.

ઋષિ આગળ બોલ્યા: 'જનક આ ધનુષ્ય એ એક મહાન યોગીનું છે. એની પણછ ચડાવવી કે તેને ઊંચકવું એ સાધારણ માણસનું કામ નથી. તેને ચડાવતાં ચડાવતાં બળવાન માણસ પણ ધૂળ ચાટતો થઇ જાય. એટલે જ તમને કહું છું કે તમારી પુત્રી સામ્રાજ્ઞી થનાર લાગે છે. તો હવે તું આટલું કરજે કે જે કોઇ આ ધનુષ્યની પણછ ચડાવે તેને જ તારી પુત્રી આપજે.'

રાજા જનકે ઋષિને નમસ્કાર કર્યા.

ઋષિએ ધનુષ્યને ત્યાં રહેવા દીધું. શું ઋષિની પ્રચંડ કસાયેલ કાય અને ઉઘાડું શરીર. તેના ચાલવાથી ધરતી ય ધણધણે. એ ખાલી હાથે ધનુષ્ય વગર ત્યાંથી ચાલ્યા ગયા.

નાનકડી છોકરી ધનુષ્યના ઘોડાને ફેરવી ફેરવી પિતાજી પાસે આવી. ધનુષ્યને એક બાજુ પડતું મૂક્યું ને લતા-મંડપમાં બેઠેલ પિતાજીને ખોળે એક જ કૂદકે ચડી ગઈ.

આ છોકરીનું નામ હતું સીતા.

આ વન મારા મનને શાંતિ આપે છે. કેમ દેવી! તમને ગમે છે કે નહિ?

'જ્યાં તમને ગમે ત્યાં મને તો ગમે જ ને!' દેવીએ ટહુકો કર્યો.

જંગલમાંથી લાકડાં આણ્યાં, પાંદડાં આણ્યાં, એક દિવસમાં નાનકડી શી ઝૂંપડી, પર્ણકુટી તૈયાર થઇ. દેવીએ જમીન સાફ કરીને સુંદર બનાવી દીધી.

બન્યું હતું એવું કે રામ પરણ્યા, રામ સુખી થયાં, ત્યાં સુધી કશું જ નહોતું, પણ પછી તો દશરથ રાજાની વૃદ્ધાવસ્થાને લીધે રામનો રાજ્યાભિષેક કરવાનું નક્કી થયું. તેની બધી તૈયારીઓ થવા લાગી દેશપરદેશથી રાજા મહારાજાઓ અને ઋષિમુનીઓ આવવા લાગ્યા, અને રાજ્યાભિષેક થવાને હવે ફક્ત એક જ દિવસ બાકી રહ્યો.

આ બધું કૈકેયીની દાસીથી ન સહન થયું. તેણે કૈકેયીને આ માટે ઉશ્કેરી અને કોઇપણ હિસાબે તેના પુત્ર ભરતને ગાદી મળે તેમ કરવા કહ્યું.

એવામાં દશરથ રાજા પોતાની પત્ની કૈકેયીને મળવા આવ્યા. કૈકેયી રડી પડી, સ્ત્રી ચરિત્ર કર્યાં અને છેવટે પોતાને યુદ્ધમાં આપેલ વરદાન માગવાની ઇચ્છા જણાવી. એક વખત યુદ્ધમાં સારથિ તરીકે કૈકેયીએ ઘણી જ કુશળતાથી કામ કર્યું હતું જેથી દશરથ રાજાની જીત થઇ હતી. આથી તેની કુશળતા જોઈ દશરથ રાજા પ્રસન્ન થયા હતા, અને વરદાન માંગવા કહ્યું હતું.

સભા આખી હસી પડી. સીતાજીને નિરાંત થઇ. જનકે છૂટકારાનો દમ ખેંચ્યો.

ત્યાં પાસે જ ગુરુ બેઠા હતા. તેમની આગળ રામ ને લક્ષ્મણ બેઠા હતા. રામ અને લક્ષ્મણ બન્ને અયોધ્યાના રાજા દશરથના પુત્ર થાય, રૂપે અને ગુણે પૂરા. કામદેવ પણ તેની પાસે ઝંખવાણો પડે. ગુરુએ રામને-શિષ્યને આજ્ઞા કરી. રામ ધીમેથી ઊભા થયા. વનરાજની ચાલે ચાલી સભા વચ્ચે ગયા. મહાન યોગીના મહાન ધનુષ્યને ઉપાડતાં પહેલાં રાગદ્વેષને જીતનાર પ્રભુનું સ્મરણ કર્યું, ધનુષ્યનો ટંકાર કર્યો. અને એક ક્ષણમાં ફૂલને ઊચકે તેમ તેને ઊચક્યું. ધનુષ્યના બે કટકા થઈ જમીન પર પડ્યા.

શુભ મુહૂર્ત જોવાયું, લગ્ન લેવાયું, અને આનંદ સાથે, મોટા ઉત્સવ સાથે રામ સીતાનાં લગ્ન થયાં. સીતાએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો.

રાવણ દુઃખી થયો. સીતાને ન મેળવી શકવા માટે ક્રોધાયમાન થઇ લંકામાં પાછો ફર્યો. રાજા મહારાજાઓ પરાજિત મુખે પોતપોતાના રાજ તરફ પાછા ફર્યા.

[ ૩ ]

‘ લક્ષ્મણ ! આ જ જગ્યા સરસ છે. આ પવિત્ર ગંગા મૈયાની સોબત, પાંચ પાંચ વિશાળ વૃક્ષોની છાયા, અને પશુપક્ષીઓનો સહચાર, એ બધુંય અહીં મળશે, દંડકારણ્યનું

ને પછી સાસુસસરાની અમી નજર વરસતી હતી. તે સીતા પણ વલ્કલ ધારણ કરી ઉઘાડે પગે વનવાટે નીકળી. પતિના સુખદુ:ખમાં ભાગીની થવા પતિની પાછળ પાછળ આગળ વધી.

શહેર આખાયે ભાવભીના છતાં શોકાતુર હૃદયે રજા આપી. વડીલોએ થરથરતી જીભે આજ્ઞા આપી અને માતા કૌશલ્યા તથા પિતા દશરથે પાણી ભરાયેલ આંખો સાથે મૂક રહી આશીર્વાદ આપ્યા.

ત્રણે જણ ચાલી નીકળ્યા, આગળને આગળ. નદી ને નાળાં, પર્વત ને ટેકરા સર્વને વીંધતા આગળને આગળ અને આવી પહોંચ્યા દણ્ડકારણ્યમાં. દક્ષિણમાં આવેલ પવિત્ર ગોદાવરી મૈયાને કાંઠે.

ત્યાં તેમણે પર્ણકૂટી બાંધી. સીતાએ ત્યાં નાનકડો બગીચો બનાવ્યો. જાતજાતનાં ફૂલ ઝાડ વાવ્યાં. ભાતભાતની વેલો રોપી મંડપ બનાવ્યો. હરણા ને સસલાંને પાળ્યાં. મોરને પાળ્યા, ને ખીસકોલીને હળતી મળતી કરી દીધી. બગીચો આખો જીવંત કરી મૂક્યો. પશુ ને પક્ષીઓ આખો દિવસ ત્યાં આવી કલરવ કરી મૂકે.

દણ્ડકારણ્ય એટલે રાક્ષસી માણસોનું નિવાસ સ્થાન. રામે તેમને મારી જંગલને ભયમુક્ત કર્યું.

પછી તો ઋષિઓનો સહવાસ થયો. પશુ પક્ષીઓનો સહવાસ વધ્યો. ઝાડપાનનો પરિચય થયો. એ બધું કુદરતના ખોળે હતું એટલે તેમાં શી ઉણપ હોય. રાજગાદીથી

એ વરદાન મંથરા દાસીના કહેવાથી કૈકેયીએ આજે માગ્યાં:

'રામને ચૌદ વરસ વનવાસ આપો!'

'ભરતને રાજગાદી આપો!

બીજો કોઈ રસ્તો ન હતો. દશરથ રાજા નિરાધાર હતા. આકાશ પાતાળ એક થાય પણ ક્ષત્રિયનું વચન જાય! કૈકેયીને વીનવી છતાં એકની બે ન થઈ.

પ્રજા આ વાત સાંભળતાં કકળી ઊઠી. માતા કૌશલ્યા રડી પડચાં, પણ કુદરત પાસે કાંઈ ચાલે તેમ ન હતું.

રામ આ વાત સાંભળતાં પિતાની આજ્ઞા પાળવા તૈયાર થયા. લક્ષ્મણે ભાઈની સાથે જવાનું વેન લીધું, અને સીતા! જ્યાં પતિ ત્યાં તેનું અર્ધું અંગ. ઘણી વીનવણી છતાં તેણે ન માન્યું. જંગલમાં જવાની હઠ લીધી. અને વનમાં જવા તૈયાર થયાં.

બીજા દિવસનું સવાર થયું. જે રામ સોને હીરે મઢેલ ગાદી પર બેસવાના હતા, તે જ રામ વલ્કલ પહેરી, હાથમાં ધનુષ્ય બાણ રાખી ઉઘાડે પગે ને ઉઘાડે માથે વનવાટે નીકળ્યા. લક્ષ્મણજી પાછળ હતા. અને દેવી સીતા, તેમનીય પાછળ.

જે સીતા રાજવૈભવમાં ઊછરી હતી, જેણે હવામાં રહી જમીન પરનું દુઃખ વેઠયું ન હતું, જે પરણ્યા પછી એથી વધારે સુખમાં પડી હતી, જેના પર પરણ્યા પહેલાં માબાપની

જટાયુ નામના પક્ષીના રાજાએ સીતાને બચાવવા સામનો કર્યો, પણ રાવણના હાથે તે ઘાયલ થયો, અને જમીન પર પડ્યો. રાવણ નિર્વિઘ્ને પોતાની રાજધાનીમાં પહોંચી ગયો.

વાત એમ બની હતી કે રામ અને લક્ષ્મણે દણ્ડકારણ્યમાં વસતાં રાક્ષસોનો સંહાર કર્યો હતો. રાક્ષસો એટલે જંગલી માનવી. જેઓ માણસને જોતાં માણસનું જ ભક્ષણ કરે. જેનામાં સભ્યતા ન હોય, વિવેકનું નામ નિશાન ન હોય, જેને ભય અને ભૂખ એ બે સિવાય બીજી કશાની ઇચ્છા ન હોય.

આ સંહારમાં રાવણની બહેન સુપર્ણખાનો ભાણેજ મરાયો હતો. એટલે, એ વેર લેવા, સુપર્ણખાએ રાવણને ઉશ્કેર્યો હતો. અને વધારામાં એ પણ ઉમેર્યું હતું કે એ બે માનવીઓ પાસે એવી સ્ત્રી છે કે જેનો લંકામાં તો શું પણ ચૌદ રાજલોકમાંય જોટો ન મળે.

આથી રાવણે મરીચિ નામના સરદારને દણ્ડકારણ્યમાં મોકલ્યો. મરીચિએ, સોનેરી ચામડીવાળા હરણનું રૂપ લીધું. અને સીતાએ બનાવેલા બગીચામાં આવી ચરવું શરૂ કર્યું. સીતાએ તેને જોયો. તેની ચામડીની કાંચળી બહુ સુંદર બનશે એવો વિચાર કર્યો, તેથી તેને પકડવા રામને આગ્રહ કર્યો.

રામ તેને પકડવા ગયા. પણ હરણ તો તેમને લલચાવી લલચાવી આગળ ને આગળ ખેંચતો ગયો. રામે દૂર જતાં

વધારે સુંવાળી ગાદી દણ્ડકારણ્યનાં પર્ણોની હતી. રાજમાં રહી વિલાસવૈભવ માણી જિંદગી પૂરી કરવી તેના કરતાં એક પણ ચિંતા વગર કુદરતને ખોળી રહી જિંદગી પસાર કરવાનું વધારે ગમે તેવું થઇ ગયું હતું.

[ ૪ ]

'ભિક્ષાં દેહિ! મૈયા?'

'કોણ?'

'મૈં, ભિક્ષુક'.

સીતાદેવીએ પર્ણકુટીમાંથી ફળફૂલ લીધાં અને ભિક્ષુકને વહોરાવવા આવ્યાં. બારણાની બહાર પગ મૂકતાં જ તેમણે ભિક્ષુકનું સ્વરૂપ નિહાળ્યું. તેમને આછી આછી સ્મૃતિ થઇ કે તેને ક્યાંક જોયો છે. અને ખૂબ ઊંડા ઊતરી વિચારતાં તેને યાદ આવ્યું કે પોતાને વરવા આવેલ અને ધનુષ્ય ઉપાડવા જતાં ભોંય ભેગો થયેલ તે લંકાધિપતિ રાવણ હતો છતાં તેણે ફળફૂલ વહોરાવવા હાથ લાંબો કર્યો. હાથ લાંબો થતાં જ ભિક્ષુકનો હાથ લંબાયો અને એક જ ઝટકે સીતાનો હાથ ખેંચાયો તે પર્ણકુટીની બહાર નીકળી પડી. તેના મુખમાંથી ચીસ નીકળી ગઈ.

'રામ......લક્ષ્મણ...દોડો!'

ત્યાં સાંભળનાર કોઈ ન હતું. રાવણે સીતાને પકડી [illegible] વધ્યો. તેના [illegible] [illegible] ને આગળ [illegible] આક્રંદ કર્યું પણ [illegible] સીતાએ [illegible] [illegible] નિષ્ફળ ગયું.

સીતા જ રહી આથી રાવણે તેને જીવતાં જ ખાઈ જવાનું સાફ શબ્દોમાં સંભળાવી દીધું.

સીતા એમ ગભરાય તેમ ન હતી. મરણનો તેને ડર ન હતો. પણ ડર હતો કાયળ-ભંગનો, આબરૂનો.

રાત પડી હતી. રાક્ષસીઓ બધી ઝોલાં ખાઇ રહી હતી, એટલે સીતા ઊભી થઇ. વાળને છૂટા કર્યા, અને તેને ગળાની આસપાસ બાંધી ગળાફાંસો ખાવા તૈયાર થઈ.

ત્યાં ઉપરથી કંઇ અવાજ આવ્યો. સીતા ચમકી રાવણનો માણસ ઝાડ પર નથી બેઠો ને? તે જોવા તેણે ઊંચું જોયું. પણ ઉપરથી તેણે વીંટી પડતાં જોઈ. વીંટી ઊંચકતાં તેણે તેના પર 'રામ' નામ કોતરાયેલું જોયું, તે આશ્ચર્ય પામી. અને આવનાર અજાણી વ્યક્તિનું ધીમે રહીને નામ પૂછ્યું.

'હનુમાન.' જવાબ દેતાંની સાથે આવેલ વ્યક્તિએ ઝાડ પરથી નીચે ભૂસકો માર્યો.

હનુમાનજીએ રામની કુશળતાના, અને તેઓ મોટું લશ્કર લઇને લંકાપર ચડી આવવાના સમાચાર કહ્યા. વધારામાં ઉમેર્યું: 'રામે મને તમારી ખબર કાઢવા મોકલ્યો છે. માટે તમારી કુશળતાની કંઇ નીશાની આપો.'

સીતાએ હાથમાંથી કંકણ કાઢી આપ્યું. એ પછી હનુમાનજીએ અશોક વનને મેદાનમેદાન કરી મૂક્યું. રાવણના હાથમાં જઇ ધાંધલ કરી. લંકાને બાળી. જ્યારે તેને લાગ્યું કે ભાવ બરાબર ભજવાઈ ગયો છે ત્યારે સીતાના કુશળ-સમાચાર કહેવા તે રામ પાસે ઊપડી ગયો.

સામે અહિંસક રહેવાની તેમની નેમ હતી. સત્ય અને અહિંસા સીતાના જીવનમાં ઊતરેલાં હતાં. એટલે જરા પણ બીક વગર, અરિહંત પ્રભુનું સ્મરણ કરી સીતાએ ચિતામાં પ્રવેશ કર્યો અને બોલ્યાઃ

'હે અગ્નિદેવ ! જો મનથી, વચનથી કે કાયથી હું અશુદ્ધ થઈ હઉં, મારા મગજમાં ખરાબ વિચારે પ્રવેશ કર્યો હોય અરે ! મેં રાવણનું સુખ સરખુંય ધ્યાન દઈ ને જોયું હોય તો મારી ભસ્મ કરી નાખજો અગર મને વધારે શુદ્ધ કરી પવિત્ર કરજો.'

પણ જ્યાં સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો ત્યાં તેમના પગલે પગલે જ્વાળા શાંત બની. અગ્નિદેવ ઓલવાઇ ગયો. અગ્નિ ઠંડો પડચો. સીતાને ઊની આંચ સરખી ન આવી સીતાને શ્રદ્ધા હતી અને શ્રદ્ધાનો વિજય થયો. સીતા પવિત્ર હતાં. અને તેનો પવિત્ર હોવાનો દાવો સિદ્ધ થયો. સીતા સતી થયાં. મહાસતી થયાં.

ચૌદ વર્ષ પૂરાં થયાં હતાં એટલે રામ મોટા સમુદાય સાથે અયોધ્યામાં આવ્યા. રામ, લક્ષ્મણ, સીતાનો હાર્દિક સત્કાર થયો. પ્રજાએ તેમનું સ્વાગત કર્યુ.

ભાઈ ભરત કે જેણે ચૌદ વર્ષ સુધી રામની પાદુકાઓ રાજગાદી પર મૂકી રાજ ચલાવ્યું હતું, તેણે રાજની લગામ મોટાભાઈને સોંપી. શુભમુહૂર્ત ને શુભ ચોઘડીએ રામ તથા સીતાનો રાજ્યાભિષેક થયો. રામ રાજા થયા સીતા મહારાણી થયાં.

[ ૫ ]

વિભિષણે–રાવણના ભાઈએ રાવણને વીનવ્યો, મંદોદરી–રાવણની પત્ની પતિને પગે પડી. સીતાને રામને સોંપી દેવા કહ્યું. પણ રાવણ ન માન્યો. તેનું મૃત્યુ નિર્માણ થઇ ચૂક્યું હતું. દેવને હાથે ન મરવાનું વરદાન મેળવનારનો રામના હાથે–માનવીને હાથે નાશ થવાનો હતો. તેમાં શી રીતે ફેરફાર થઇ શકે?

ઘનઘોર યુદ્ધ થયું. રામ અને રાવણ બન્ને પક્ષના અસંખ્ય માણસો ઘવાયા ને મરાયા. પણ છેવટે સત્યનો જય થયો રાવણનો નાશ થયો, રામની જીત થઈ.

રાક્ષસો જે બાકી રહ્યા હતા તે બીકના માર્યા નાસી છૂટ્યા. સીતા છૂટી થઇ અને રામને મળવા દોડી.

રામે તેને કહ્યું: 'સીતા! તને મળવામાં મને વાંધો ન હોઇ શકે. પણ આ રાક્ષસોના નિવાસમાં રહ્યા પછી તારું જીવન પવિત્ર છે તેની લોકોને ખાત્રી થવી જોઇએ. મને તો ખાત્રી જ છે કે સીતા એ સીતા જ છે. પણ જનતાને તેની ખાત્રી થવી જોઈએ. એ પવિત્રતા અગ્નિદ્વારા જ થઇ શકે. અગ્નિદ્વારા જ દરેક વસ્તુની શુદ્ધતા સધાય.'

ત્યાં જ અગ્નિ પ્રકટાવવામાં આવ્યો. ધીમધીમે તેમાંથી જ્વાળાઓ પ્રકટી અને ભડભડ બળવા લાગી.

સીતા મનથી શુદ્ધ હતાં, વચનથી શુદ્ધ હતાં અને કાયાથી પણ શુદ્ધ હતા. સીતા અહિંસક હતાં. મારનો પ્રતિકાર પ્રેમથી વાળે તેવાં હતાં. રાવણની ધાક તેમણે શાંતિથી સહન કરી હતી. પોતાનામાં સતીત્વનું તેજ હોવા છતાં શાપ દેવાને બદલે પોતે જ દુઃખ સહન કર્યું હતું. હિંસક

આ સવાલ મારી આખી પ્રજાનો થાય છે. તે વખતે રાજાએ પોતાનું હિત વિચારવું ન ઘટે. રાજાએ પ્રજાનું હિત જ વિચારવું જોઈએ. તેમાં પછી મને–રાજાને અંગત સુખોનો ત્યાગ કરવો પડે તોપીય શું. પ્રજાનાં દુઃખો પાસે રાજાનાં–પ્રજાસેવકના સુખો ગૌણ હોય.' આમ વિચારતા વિચારતા તે રાજમહેલે આવ્યા.

આખી રાતના મંથન પછી તેમણે સીતાનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. જે સારથિ તેમને વનવાટે મૂકી ગયો'હતો, એ જ સારથિદ્વારા યાત્રાને બહાને સીતાને તમસા નદીને તીરે આવેલ એક આશ્રમમાં મકી દેવામાં આવી.

સીતા તે વખતે ગર્ભવતી હતી.

[ ૬ ]

રામે રાજા થઈ, પ્રજા પાલક થઇ રાજ્યને શોભાવ્યું. એક વખત બે બાળકો રામચંદ્રજીની સાથે લડવા આવ્યા. તે હતા રામના બે પુત્રો લવ ને કુશ, પોતાની માતા પાસેથી સર્વ હકીકત સાંભળી તે પિતાને દંડવા આવ્યા હતા. રામ લક્ષ્મણની સામે લડવામાં તેમણે ભારે કુશળતા બતાવી.

રામ એ બે છોકરાને જોઇ આશ્ચર્ય પામ્યા. એક માણસે તેમને વાત કહી કે તે તોતેમના જ પુત્રો છે. આથી રામે લડાઈ બંધ કરાવી.

અને માનભેર લવકુશને તેડાવ્યા, તેમને ભેટ્યા. લવ કુશ પણ પિતાને ભેટ્યા.

થોડો એક વખત શાંતિથી પસાર થયાબાદ એક વખત રામરાજા વેશપલટીને નગર ચર્ચા જોવા નીકળ્યા. રાત્રી પડી ગઇ હતી. એટલે એક ધોબીના ઘરની ઓથે ઊભા રહી, ધોબીના ઘરમાં થતી ધમાચકડી સાંભળવા લાગ્યા.

'તું મોડી આવીશ, અને રાત્રે બહાર ફરતી રહીશ એ મારે નહિ પાલવે, સમજી?'

'કેમ?'

'એ તારે શું કામ છે? મારે રખડેલ બાયડી ન જોઇએ!'

'ન જોઇએ તો કાઢી મૂકજો. પણ છ છ મહિના રાવણને ત્યાં સીતા રહી તોય રામે તેને સંઘરી છે એ ય જો જો હોં!'

'એ મારે નથી જોવું. હુ કાંઇ રામ નથી કે સીતાનો થઇ જાઉં!'

રામે આ સાંભળ્યું. તે વિચારે ચડયા. પ્રજાપાલક રાજા તરીકે તેમની શી ફરજ હતી? તેમને પોતાની ફરજનું ભાન થયું: 'પહેલાં પ્રજા સુખી હોય તો જ રાજાથી સુખી થવાય. રાજા એટલે પ્રજાની સેવા કરનાર વ્યકિત. પ્રજાની સેવા એટલે ગંભીરમાં ગંભીર જોખમદારી. પ્રજાના એ સેવકમાં એક પણ દોષ હોય તો તે ક્ષમ્ય ન હોઇ શકે. પ્રજા બોલી એટલે થઇ રહ્યું. પ્રજાનો એ મૂંગો મત શરમને લઇને, સારા તરફના માનને લઇને ભલે કોઇ જાહેર ન કરતું હોય પણ ધોબીનો મત એ પ્રજાનો મૂકમત છે. અને તેથી

# સુભદ્રા

## [ ૧ ]

‘ હ....ડું....ડું....ડું. ’

ચંપાનગરીમાં એક દિવસે મોટા કડાકા સાથે ભયંકર અવાજ થયો.

લોકો ગભરાઈ ગયા. મકાન તૂટયું એવી બીકે કોઇ ખૂણામાં તો કોઇ ઓથ નીચે, કોઈ ઘર બહાર તો કોઈ શરણ મળે ત્યાં આશ્રય માટે ફાંફા મારવા લાગ્યા. નાના બાળકો હેબતાઇ ગયા.

ચંપાનગરીનો રાજા ઊંઘમાંથી ચમકી ઊઠયો.

‘ હ....ડું....ડું....ડું ’ અવાજ સાથે ચંપાનગરીપર અજવાળું ફેલાઇ ગયું. ચંપાનગરીના દરવાજા ધડાધડ બંધ થયા.

થોડીવાર પછી પહેરીગીરે બૂમ પાડી:

‘ મહારાજ ! ગઢના બારણા ઊઘડતા નથી. ’

‘ સુતારને બોલાવી તોડી નંખાવો. ’ રાજાએ આરામથી બેઠા થતાં જવાબ આપ્યો.

‘ મહારાજ ! તેનો એક ખીલો પણ હાલતો નથી. ’

‘ આપણા હાથીને ગાંડો કરી તેની પાસે તોડાવરાવો. ’ મહારાજાએ નુસખો બતાવ્યો.

સીતાને જંગલમાં આવેલ આશ્રમમાંથી બોલાવવામાં આવ્યાં પણ તેમણે કહ્યું:

'સ્વામી! સંસારની શાંતિ કરતાં વનની શાંતિ મને વધારે ગમી છે. ચૌદ ચૌદ વરસ સુધી દણ્ડકારણ્યમાં ભોગવેલ શાંતિ અને આનંદ મને રાજ્યમાં નથી દેખાતો. મહારાણી થયા પછી ભોગવેલો વનવાસ મને આત્માની શાંતિ મેળવવા તરફ દોરે છે. હવે મને સંસાર પરનો મોહ જરાય રહ્યો નથી. આપના આ બે પુત્રો આપને સોંપું છું. તેને મારાથી બનતી સર્વ રીતે કેળવણી આપી છે. તેને આપ રાજાને લાયક સર્વ જાતની કેળવણી આપશો. અને હવે આપ મને દીક્ષિત થવાની રજા આપો. વનવાસિની થવાની આજ્ઞા આપો.'

રામની આંખમાંથી આંસુ સર્યાં. પણ સીતાની ઘણી આજીજી પછી રામે તેમને રજા આપા.

તેથી તે જ વખતે સીતાએ અરિહંત પ્રભુનું, સિદ્ધ પ્રભુનું, આચાર્યોનું, ઉપાધ્યાયોનુ અને સર્વ સાધુઓનુ સ્મરણ કર્યું, તેમને નમસ્કાર કર્યા, અને પોતે મૂંડ થયાં. ત્યાગી થયાં.

આમ કર્તવ્ય, સ્નેહ, શાંતિ, વગેરેનો પાઠ ભારતવર્ષને ભણાવી સતીઓમાં મહાસતી પદ મેળવનાર સીતા આર્ય લલનાઓને કર્તવ્ય, સ્નેહ, અને શાંતિનો પાઠ આપનાર થાઓ.

'હે....ડું....ડું....ડું.' અવાજ સાથે અજવાળું ઓસરી ગયું. પૂર્વદિશામાં સૂર્યનારાયણ ઊગ્યા.

રાજા આ બનાવથી ખૂબ આશ્ચર્ય પામ્યો. દરબારમાં આવી તેણે ઢંઢેરો પિટાવ્યો:

'જે કોઈ સતી સ્ત્રી કાચા તાંતણે ચાળણી બાંધી કૂવામાંથી પાણી કાઢી, ચંપાનગરીના દ્વાર પર છાંટી દરવાજા ઉઘાડશે તેને રાજ તરફથી ખૂબ માન મળશે, તેના પતિને રાજમાં સારો હોદ્દો મળશે.'

'રાજમાં માન મળશે, રાજમાં પતિને સારો હોદ્દો મળશે,' એ વિચારે સતીઓના ટોળેટોળાં દરવાજા ઉઘાડવા માટે પડાપડી કરવા લાગ્યાં.

જાહેરમાં ગણાતી એક જ પતિની પત્ની એવી સતીઓથી કાચા તાંતણે ચાળણી પણ ન બંધાઈ. મનથી પણ બીજાને ચિંતવનાર સ્ત્રીઓની દશા પણ એ થઈ. કોઈની કૂવામાં પાણી સુધી ચાળણી પહોંચે ને તાંતણો તૂટી જાય.

કેટલીક સારા ઘરની સ્ત્રીઓને આવી શરમાવું પડ્યું, સતી કહેવરાવવાનો તેમનો દાવો ટીકો થયો. ઊલટી લોકોમાં તે હાંસીને પાત્ર થઈ.

આખા ગામની સ્ત્રીઓ આવી ગઈ. કોઈનાથી પાણીનું ટીપું સરખુંય નીકળ્યું નહિ.

ઢંઢેરો પિટાતો હતો; જોરથી પિટાતો હતો.

'કોઈ પણ સ્ત્રી મારા રાજ્યમાં સતી નથી' એ વિચારે રાજા મૂંઝાતો હતો. છેવટે તેણે પોતાના અંતઃપુરમાંથી રાણીઓને બોલાવી. પણ તેમનીય બૂરી દશા થઈ. તાંતણાને અડતાં જ તાંતણા તૂટવા લાગ્યા.

'મહારાજ ! બારણા એક બીજાને એવાં તો સજ્જડ ચોટી ગયા છે કે તડ તો ક્યાંથી દેખાય પણ જરા હલાવવા જઈએ તો હાલે તો શાના, પણ એક અડગ દિવાલ જેવા લાગે.'

'ચાલો, હું જોવા આવું. ન તો શું ઊઘડે ?' કહી મહારાજા ઊભા થયા. ચંપાનગરીના મુખ્ય દરવાજે આવ્યા.

દરવાજા ઉઘાડવા માટે તેમણે ઘણું વિચારી જોયું. સુતાર અને લુહારને બોલાવ્યા. ઘણના ઘા કરાવ્યા પણ બધું નકામું ગયું. દરવાજા જરાય ચસકતા નથી. રાજા વિચારમાં પડ્યા.

'હ...ડું...ડું...ડું' કરતો બીજો ભયંકર અવાજ થયો. જાણે ધરતીકંપ. ચંપાનગરી ફરી વખત અજવાળાથી ભરાઇ ગઇ. રાજા આશ્ચર્ય પામ્યો. પ્રાત:કાળમાં આટલું બધું અજવાળું શાનું. કમરે લટકતા મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી અને આકાશ સામે જોઈ ટટાર થઇ ઊભો.

આકાશમાંથી અવાજ આવ્યો:

'હે રાજા ! એમ દરવાજા નહિ ઊઘડે.'

'ત્યારે !' કહી રાજા ચારે તરફ જોવા લાગ્યો. કોણ બોલે છે તેની તેને ખબર ન પડી.

'એ દરવાજા તો સતી સ્ત્રીથી ઊઘડશે, કોઈ સતી સ્ત્રી સુતરના કાચા તાંતણે ચાળણી વડે કૂવામાંથી પાણી કાઢી આ દરવાજા પર છાંટશે તો તેનાથી જ આ દરવાજા ઊઘડશે. તારા રાજ્યમાં છે કોઇ સતી સ્ત્રી ? જો, અને પછી દરવાજા ઉઘાડ.'

યુવતીએ હર્ષઘેર ઘરના ઉંબર બહાર પગ મૂક્યો.

પટહ જોરથી પિટાતો હતો:

'જે કોઇ સતી સ્ત્રી કાચા તાંતણે ચાળણી બાંધી કૂવામાંથી પાણી કાઢી, ચંપાનગરીના દરવાજાપર છાંટી દરવાજા ઉઘાડશે તેને રાજ તરફથી ખૂબ માન મળશે. તેના પતિને રાજમાં સારો હોદ્દો મળશે.'

યુવતી આગળ વધી. તેણે પટહને સ્પર્શ કર્યો. રાજાનું વાહન તેને દરવાજા પાસે લઇ ગયું. તેનું નામ હતું સુભદ્રા.

આખું નગર ઘરાઇ રહ્યું હતું. કોઇ સ્ત્રી બાકી રહી ન હતી, એટલે દરવાજા શી રીતે ઉઘાડવા એ માટે રાજા તથા પ્રજા વિચારી રહ્યા હતા; અને દરવાજા શી રીતે ઊઘડે છે તે જોવા કેટલાક ટીખળી ઊભા હતા. તે વખતે આકાશમાંથી કોઇ દેવાંગના ઊતરે તેમ રાજાના વાહનમાંથી સુભદ્રા ઊતરી.

લોક બોલવા લાગ્યું:

'એહો ! આ તો પેલી બુદ્ધિદાસની વહુ સુભદ્રા. જેણે કુળને કલંક લગાડયું. એનાથી તે પાણી શીરીતે નીકળવાનું હતું ?'

સુભદ્રા કોઇની સામે જોતી નથી. કોઇનું સાંભળતી નથી. ફક્ત ઇષ્ટદેવ ને પતિદેવનું સ્મરણ કરે છે. અને કૂવાપર ચડે છે.

તે વખતે રાજા આગળ આગળ આવે છે અને કહે છે:

'બહેન ! બધા નિષ્ફળ ગયા છે, માટે ખોટી મહેનત ન કરશો.'

આથી રાજાજી ખિજવાયા ને મૂંઝાયા. ખિજવાયા એટલા માટે કે અંતઃપુર પણ ચોખ્ખું નથી જણાતું અને મૂંઝાયા એટલા માટે કે ચંપાનગરીમાંથી કોઇ સતી સ્ત્રી ન નીકળી.

રાજાજીને પટહ પિટાતો હતો. કોઇ સતી સ્ત્રી રાજ્યમાં ન હોવાથી જોરથી પિટાતો હતો.

તે વખતે એક યુવાન સ્ત્રી સાસુ પાસે રજા લઇ રહી હતી:

'બા ! જો આપ કહો તો હું જઇને દરવાજા ઉઘાડું !'

સાસુએ કહ્યું:

'જા, જા ! તારાથી તે દરવાજા ઊઘડે ? એક વખત તો તેં કૂળને કલંકિત કર્યું. તારા જેવી કુશીલા ક્યાંય સતી ગણાઇ છે.'

'માતા ! આપ મારા માને સ્થાને છો. આપ ગમે તે કહો તે સાંભળવાનો મારો ધર્મ છે. એ સાંભળતાંય તમારી સેવા કરવાની મારી ફરજ છે. છતાં આ એક એવો પ્રસંગ છે કે જ્યારે મારું જીવન પવિત્ર છે કે નહિ, મેં મનથી એક પતિને ચિંતવ્યો છે કે નહિ તેની તમને ને ચંપા-નગરીને ખાત્રી થશે. આપ રજા આપો તો જઉં, અને દર-વાજા ઉઘાડું.' તે યુવતિએ નમ્રતાથી કહ્યું.

'તમારી ઇચ્છા.' સાસુએ વહુની પરીક્ષા થશે એવું ધારી કહ્યું.

'આપ આશીર્વાદ આપો.'

'મારા આશીર્વાદજ છે, કે તમે સફળ થાઓ.'

કલંકિત મનાતી સુભદ્રા સતી શ્રી ગણાઈ. પ્રજા તેને પગે પડી. રાજા તેને પગે પડ્યો. રાજકુટુંબે તેના આશીર્વાદ લીધા. સાસુએ તેની ક્ષમા માગી. પહેલાં કલંકિત મનાતી સુભદ્રા દેવી બની ગઈ.

અને કવિએ ગાયું:

કાચે તાંતણે ચાળણી બાંધી
કૂવા થકી જળ કાઢિયું એ;
કલંક ઉતારવા સતિ સુભદ્રાએ
ચંપા બાર ઉઘાડિયું એ.

[ ૨ ]

'ક્યાં રહેવું શેઠ?'

'ચંપા નગરીમાં.'

'અહીં ક્યાંથી?'

પોતાની દુકાન પાસેથી નીકળેલ યુવતીને તે અદૃશ્ય થઈ ત્યાં સુધી ઊભા રહી ટગર ટગર જોનાર એક વેપારી જેવા દેખાતા માણસને દુકાનદારે પૂછ્યું.

'વેપાર માટે.'

'આવો. દુકાને બેસી જરા આરામ લો. પાણી મંગાવું?' ઊભેલ માણસ વેપારી છે, અને વેપારી પાસેથી કાંઈ જાણવાનું મળશે, એ આશાએથી તેણે વેપારીને બોલાવ્યો.

'ના, ના. પાણીની કાંઈ જરૂર નથી.' કહેતા તે દુકાનદારની પેડલી પર બેઠો.

આછી લાજ કાઢી સુભદ્રા જવાબ આપે છેઃ

'રાજાજી! મને યત્ન કરવા દો. છતાં હજુ રાજમાં જો કોઇ બહેન બાકી રહ્યા હોય તો તેમને યત્ન કરી લેવા દો!'

એટલામાં પટહ વગાડનાર પણ આવી પહોંચ્યો અને તેણે કહ્યું: 'મહારાજ! એવી કોઇ સ્રી આપણા રાજમાં નથી રહી કે જેણે આ પટહને હાથ ન લગાડ્યો હોય. હવે કોઈ બાકી રહ્યું નથી.'

એટલે રાજાએ સુભદ્રાને કહ્યું:

'બહેન! હવે તમે જ છેલ્લાં છો અને તમેય યત્ન કરી લો!'

સુભદ્રા કલંકિત છે એટલે તેનીય ઠીક મશ્કરી થશે એવા વિચારે લોકો પગની એડી પર ઊભા રહી તેને જોવા લાગ્યા અને 'હે–હે' કરી બૂમરાણ મચાવી મૂકી.

સુભદ્રાએ કાચા સુતરનો લાંબો તાંતણો લીધો. તેનાથી ચાળણી બાંધી અને કૂવામાંથી ડોલ ખેંચે તેમ ચાર લસરકે પાણી કાઢ્યું. પાણીથી ભરાયેલ ચાળણી ઉપર આવી. શિયળના પ્રભાવે પાણી ઝલાઈ રહ્યું. સુભદ્રાએ તે લીધું અને કૂવાપરથી નીચે ઊતરી દરવાજા પર છાંટ્યું. દરવાજા ફટોફટ ઊઘડી ગયા.

'સુભદ્રાની જય'નો ધ્વનિ થયો. 'એ...હા'ની બૂમો બંધ થઈ ગઇ. છેવટે ચંપાનગરીમાંથી સતી સ્રી નીકળી ખરી! ચંપાનગરી ધન્ય થઇ. ચંપાનગરીનો રાજા ધન્ય થયો. ચંપાનગરીની પ્રજા ધન્ય થઈ. બુદ્ધિદાસનું કુળ ઊજળું થયું.

'કન્યા છે દેવાંગના જેવી. આંગણામાં આવતાં આંગણું દીપી ઊઠે. ઘરમાં અજવાળું થાય. માટે આ કન્યાને કોઈ રીતે મેળવવી. પછી ભલે જૈનધર્મી થવું પડે.'

બુદ્ધદાસ બૌદ્ધધર્મી હતો. બુદ્ધ દેવના વચનને તે માનનારો હતો. તેને બુદ્ધમાં અપૂર્વ શ્રદ્ધા હતી. જૈન ધર્મ તરફ તેને દ્વેષ હતો. પણ હવે તો તેને સુભદ્રા મેળવવી હતી, એટલે તે શીશ સારું શ્રાવક થવાની તૈયારી કરવા લાગ્યો.

આથી વસંતપુરમાં તેણે મકાન લીધું. વસંતપુરમાં વેપાર શરૂ કર્યો, અને વસંતપુરમાં નામના મેળવી. શ્રાવકનો તેણે વેશ લીધો. કપાળે પીળો ચાંલ્લો કર્યો. 'અરિહંત' શબ્દની માળા ફેરવવા લાગ્યો. સવાર થાય ને ઉપાશ્રય ને મંદિરે જવા લાગ્યો. સાધુ પાસેથી જૈન ધર્મના આચાર વિચાર શીખવા લાગ્યો. દેવ દર્શન, દેવ પૂજા, સવાર સાંજની શ્રાવકની ક્રિયા એ તેની મુખ્ય પ્રવૃત્તિ હતી. વસંતપુરમાં તે ચુસ્ત શ્રાવક તરીકે ગણાવા લાગ્યો.

એક દિવસ બુદ્ધદાસ ઉપાશ્રયમાં વ્યાખ્યાન સાંભળવા બેઠો છે. સાધુ મહારાજ વ્યાખ્યાન આપી રહ્યા છે. શ્રોતાઓ સાંભળવામાં તલ્લીન છે. બુદ્ધદાસ 'જી હા' કરીને પોતાનો રસ બતાવી રહ્યો છે.

પાસે જ બેઠેલ જિનદાસ પ્રધાન તેને જુએ છે. તે વિચારે છે:

'અહો! કેવો ફૂટડો જુવાન! મૂછનો દોરો હજુ પૂરો ફૂટયો નથી, શરીર જેવું ભરાવદાર છે, નાક જેવું

‘ આપનું નામ શું ? ’

‘ બુદ્ધદાસ. ’

‘ આવોને અંદર. ’

‘ અહીં ઠીક છે. ’ કહી બુદ્ધદાસે અદૃશ્ય થયેલ યુવતીના રસ્તે નજર નાખી.

‘ શેઠ ! હમણાં અહીંથી દેવાંગના જેવી કન્યા ગઈ તે કોની પુત્રી છે ? ’ થોડી વાર રહી બુદ્ધદાસે પૂછ્યું.

દુકાનદારે જવાબ આપ્યો:

‘ અમારા રાજાના પ્રધાન જિનદાસની તે પુત્રી છે. એનું નામ સુભદ્રા છે. ’

‘ એ પરણેલી છે કે કુંવારી ? ’

‘ કેમ, વળી કાંઈ વિચાર છે કે શું ? ’ દુકાનદારે હસતાં હસતાં પૂછ્યું.

‘ ના, ના. અમસ્તુ જાણવા પૂરતું જ ! ’

‘ શેઠ, હજી તે કુંવારી છે. ’

‘ કેમ ? કોઈ મુરતિયો નથી મળતો કે શું ? ’

‘ ના, ના. માગા તો ઘણા આવે છે. ઘણા સારા વર મળે છે, પણ તેના માબાપે એવી હઠ લીધી છે કે કન્યાને કોઇ જૈન ધર્મી મુરતિયા વેરે જ પરણાવવી, અને તે મુરતિયો ભલે ગરીબ હોય કે સાધારણ હોય પણ સદ્‌ગુણી તથા સદાચારી જોઇએ. ’

‘ ઠીક, લો જઇશું ત્યારે. ’ કહી બુદ્ધદાસ ઊભો થયો અને રસ્તે જતાં વિચારવા લાગ્યો:

જમી રહ્યા પછી પ્રધાને બુદ્ધદાસને પોતાના દિવાનખાનામાં બોલાવ્યો, અને પોતાની દીકરી સુભદ્રાનો સંબંધ તેની સાથે કરવાની ઇચ્છા દર્શાવી.

બુદ્ધિદાસે જવાબ આપ્યો:

'મારા માતુશ્રી તથા પિતાશ્રીને પૂછીને કહું.'

'એમાં શું પૂછવું હતું? પરણવું તો તમારે જ છે ને? તેમાં માબાપ શા માટે ના કહે.'

'પણ વડિલોની સંમતિ લીધી હોય તો ઠીક.' બુદ્ધદાસે વિનય બતાવ્યો.

'ખુશીથી. બે વખત પુછાવો પણ તમારી સંમતિ હોય એટલે અમારે બધાની સંમતિ આવી ગઈ.

બુદ્ધદાસ સંમત થયો. તેણે તે પછી તેના માબાપની સંમતિ મંગાવી, અને મોટા ઉત્સવ સાથે સુભદ્રાની સાથે લગ્ન કર્યું.

પરણ્યા પછી કેટલાક દિવસ સુધી બુદ્ધદાસ વસંતપુરમાં રહ્યો. વ્યાપારમાં સારી લક્ષ્મી મેળવી. દાન પણ તેટલું જ કરી જૈન ધર્મની જાહોજલાલી વધારી. એક સાચા જૈન તરીકેનો દંભ કરી નામના મેળવી. અને એક દિવસ બંન્ને પતિ પત્ની સર્વની રજા લઈ ચંપાનગરી જવા નીકળ્યા.

## [ ૩ ]

'ક્યાં ગયા હતા સુભદ્રા?'

'બા! જિન મંદિરે.'

'અરે! શું બોલ્યા?'

નમણું છે, અને ઉમ્મરમાં પચીસેક વર્ષથી વધારે નથી, છતાં તેને ધર્મમાં આટલી પ્રીતિ છે. તેને મારી દીકરી પરણાવું તો સોના ને સુગંધનો મેળ ખાય.'

વ્યાખ્યાન પૂરું થયું. એક પછી એક બધા ઊઠયા. તે વખતે જિનદાસ પ્રધાન આગળ આવ્યો અને બુદ્ધદાસ સાથે પરિચય સાધ્યો. તેને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું.

દંભી બુદ્ધદાસે પોતાની યુક્તિ સફળ થયેલ જોઇ આમંત્રણ સ્વીકાર્યું, અને બીજે જ દિવસે પ્રધાનને ત્યાં જમવા ગયો.

આડીઅવળી કેટલીક વાતચીત થઈ. જિનદાસે તેના કુળ તથા માબાપ સંબંધી માહિતિ પૂછી. સર્વ રીતે તેને સંતોષ થયો. વખત થતાં તે જમવા બેઠા.

ભાતભાતની રસોઇ આવવા લાગી, એટલે બુદ્ધદાસે આબાદ પાસો ફેંકયો:

'પ્રધાનજી! દૂધ દહીં વગેરે ત્રીજી વિગય લઇશ. વળી આજે મારે ફકત દસ ચીજ ખાવાની છૂટ છે તેમજ ફકત ચાર ચૂલા પર જ તૈયાર થયેલ રસોઈ ખપે તેમ છે.

બુદ્ધદાસના વચન સાંભળી જિનદાસના મનમાં ઠસી ગયું કે બુદ્ધદાસ ચુસ્ત શ્રાવક છે, પણ જ્યારે તેણે ઠંડા પાણીને બદલે ઉકાળેલ પાણી માગ્યું ત્યારે તો તેના આચાર વિચારથી તેના મનમાં એવું જ ઠસી ગયું કે પુત્રી આપવી તો બુદ્ધદાસને જ.

પોતાનો શ્રી ધર્મ બરાબર બજાવે છે. પાતની સેવામાં જરાય ઊણપ આવવા દેતી નથી.

એક દિવસ એક મુનિ તેને ત્યાં વહોરવા આવી ઊભા:
'ધર્મલાભ.'

સુભદ્રાએ આનંદથી તેમને વહોરાવ્યું. પણ વહોરતાં વહોરતાં મુનિરાજને આંખ ચોળતાં જોયાં એટલે તેણે પૂછયું:

'મહારાજ! આંખે શું થયું છે?'

'કણું પડયું છે.'

'લાવો, હું કાઢી આપું, નહિં તો આંખને નુકશાન કરશે.' કહી મુનિની ના હોવા છતાં તેણે ખાસ ધ્યાન રાખી સાવચેતીથી પોતાની જીભ વડે મુનિની આંખમાંથી કણું કાઢી લીધું.

પણ બન્યું એવું કે જીભ વડે કણું કાઢતાં કપાળની અંદર તરત જ કરેલ સૌભાગ્યતિલક મુનિના કપાળને પોતાનું કપાળ અડી જવાથી મુનિના કપાળમાં પડી ગયું.

આ બધું તેની સાસુ દૂર ઊભા ઊભા જોઇ રહી હતી, એટલે તરત તેણે બુદ્ધદાસને બોલાવીને કહ્યું:

'જો! હું કહેતી હતી તે જોયું છે? તારી સ્ત્રી સારા ચરિત્રની નથી. વ્યભિચારી છે. કેટલાય વખત તને કહેવા છતાં તું નહોતો માનતો; તો હવે નજરો નજર જો.'

ધીમે ધીમે વાત પ્રસરતી ચાલી. સગાવહાલાં પણ કહેવા લાગ્યાં:

'કેમ ?'

'ત્યાં તે આપણાથી જવાય ?'

'બા ! શાથી એમ કહ્યું ?'

'વહુ ! બેટા ! શું એટલીય ખબર નથી કે આપણે બૌદ્ધ ધર્મી છીએ. આપણા દેવ બુદ્ધ ભગવાન છે. માટે કાલથી જિન મંદિરમાં ન જતાં બુદ્ધ મંદિરે જ જજો.'

સાસરે આવ્યા પછી બીજે જ દિવસે વહેલા ઊઠી, નાહી ધોઈ સુભદ્રા જિનમંદિરે પ્રભુના દર્શનાર્થે ગઇ. ઘેર આવતાં જ સાસુએ ત્યાંને ત્યાં જિનમંદિર ન જવાનું ફરમાન કાઢ્યું.

સુભદ્રા સમજી ગઈ:

'સાસુ સસરા બૌદ્ધધર્મી છે, અને મારા પતિએ કપટ કરી મારા પિતાને ને મને છેતરી છે. હવે શું કરવું ? હું પૂરી ફસાઇ. ના, પણ હવે જે થવાનું હોય તે થાઓ. મારે મારો ધર્મ છોડવો જોઇએ નહિ. હું શ્રાવકની પુત્રી છું. મરતાંય અરિહંતનું શરણુ સ્વીકારીશ.'

આમ વિચારી તેણે દરરોજ જિનમંદિર અને ઉપાશ્રયે જવાનું ચાલુ રાખ્યું. સાસુ મનમાં ગણગણતી; લાગ આવ્યે પજવતી પણ ખરી. પરંતુ જ્યારે સુભદ્રાએ હંમેશ જવાનું ચાલુ રાખ્યું ત્યારે એક વખત કજિયો કરી સુભદ્રાને જુદી ઓરડી કાઢી આપી.

પોતાનો પતિ બૌદ્ધધર્મી છે; તેણે પોતાના માતા-પિતાને છેતર્યા છે. છતાં તે સંબંધી સુભદ્રાએ પોતાના માતા-પિતાને કશું જણાવ્યું નથી અને પોતાના દુઃખની જરાએ ખબર પડવા દીધી નથી. ઊલટું તે પતિની સેવા કરે છે.

'હે સુભદ્રા તું ધ્યાન મુક્ત થા.'

તેનું મન ગણગણે છે:

'પ્રભુ ! મારું કલંક ઊતર્યા પછી જ હું ધ્યાન મુક્ત થઇશ. મારુ ચારિત્ર પવિત્ર છે. છતાં મારાપર કલંક આવેલ છે. મારે કંઈ ઊભા રહેવાનું સ્થાન નથી. માટે એ કલંક દૂર કરી મને ધ્યાનમાંથી મુક્ત કરો.'

ફરી બીજો અવાજ આવે છે:

'હે સતી, તું પવિત્ર છે. તારું ચારિત્ર શુદ્ધ છે. અને આવતી કાલે સવારે કલંકથી મુક્ત થઇશ. તેમાં તારે કાચા તાંતણે ચાળણી બાંધી કૂવામાંથી પાણી કાઢી સવારમાં બંધ થયેલ ગઢના દરવાજા ઉઘાડવાના છે.'

સુભદ્રા ધ્યાનમાંથી મુક્ત થઈ. તેણે ચારે બાજુ જોયું. ક્યાંય અજવાળું ન હતું. કોઇ બોલનાર ન હતું. તેણે આત્મા તરફ જોયું, આત્મા હલકો લાગ્યો. પોતાનું મન હલકું જણાયું. પહેલાની સુભદ્રા કરતાં અત્યારની સુભદ્રામાં તેને કંઇક ફેર લાગ્યો.

બીજે દિવસ થયો. દરવાજા બંધ થયા. આકાશવાણી થઈ: 'જે કોઇ સતી સ્ત્રી કાચા તાંતણે ચાળણી બાંધી કૂવામાંથી પાણી કાઢી દરવાજાપર તેને છાંટશે તેનાથી દરવાજા ઉઘડશે.'

રાજાએ ઢંઢેરો પિટાવ્યો. કોઇનાથી પાણી ન નીકળ્યું. સુભદ્રાએ કાચા સુતરના તાંતણે ચાળણી વડે પાણી કાઢી દરવાજા ઉઘાડયા. રાજા તેને પગે પડયો. સાસુ સસરા પગે પડયા. કલંકિત સ્ત્રી સતી ગણાઇ. જૈન ધર્મનો પ્રભાવ પડયો. સાસુ સસરા જૈન ધર્મી થયા.

'જા, તારા પર વિશ્વાસ કોણ રાખે? તું તો કુળને કલંક લગાડનારી છે.'

બુદ્ધદાસે પણ સુભદ્રાને તજી દીધી. સુભદ્રાએ તેને ઘણો સમજાવ્યો, સાચી વાત કહી, છતાં બુદ્ધદાસ એકનો બે ન થયો. તેણે કશુ માન્યું નહિ. હમેશાં તે તેને ગાળો દઈને જ સંબોધવા લાગ્યો.

સુભદ્રા એકલી પડી. પતિ ઘેર આવે નહિ, તેનું સુખ-દુઃખ સાંભળે નહિ, એટલે પત્નીએ ધર્મનું શરણ ગ્રહણ કર્યું. ધર્મને પતિ માન્યો. પોતાના પર આવેલ કલકને ઉતારવા કઠોર તપ કરવાનો નિશ્ચય કર્યો. પોતાના આત્માની શુદ્ધિ માટે તેણે ઉપવાસ કરવા શરૂ કર્યા.

ઉપવાસ સાથે અંતર ધ્યાનમાં તે લીન થઇ. તેનું અંતર પવિત્ર થવા લાગ્યું. એક દિવસ થયો. બે દિવસ થયા. કોઈ તેની સંભાળ લેતું નથી. તે ખાય છે કે નહિ તેની કોઈને દરકાર નથી. તે તો અરિહંતના ધ્યાનમાં જ, આત્માના ધ્યાનમાં જ લીન છે. આંખો તેની બંધ છે. એક આસને બેઠી છે. ઓરડામાં શું થાય છે તેની પણ તેને ખબર નથી.

અચાનક તેની ચક્ષુ સમક્ષ પ્રકાશ ફેલાઈ જાય છે, તેને આખા ઓરડામાં અજવાળું લાગે છે, અને કોઇ બોલતું સભળાય છે:

'હે સુભદ્રા! તું ધ્યાન મુક્ત થા.'

સુભદ્રા અવાજ તરફ ખેંચાય છે.

ફરી વખત સંભળાય છે:

# શિવા

'ભાઈ ! શિવા તે તો શિવા જ. તેના ચરણોમાં મસ્તક નમાવ્યે આપણું ય શિવ થાય, આપણું ય કલ્યાણ થાય.'

'શાથી એમ કહો છો ?'

'અનુભવથી વળી.'

'ત્યારે કહો તો ખરા તમારો અનુભવ, અમને ય કાંઈક ખબર તો પડે.'

બે મિત્રો ઉજ્જયનીના માર્ગપર આવેલા એક મોટા દિવાનખાનામાં બેસી વાતો કરી રહ્યા હતા. વાત કરનાર મકાનનો ધણી હતો અને તે ઉજ્જયનીના રાજા ચણ્ડપ્રદ્યોતનનો ખાનગી મંત્રી હતો. સાંભળનાર તેનો દિલોજાન દોસ્ત હતો.

'જુઓ,' રાજાના ખાનગી મંત્રીએ કહેવાનું શરૂ કર્યું 'એ તો તમને ખબર છે કે હું ચણ્ડપ્રદ્યોતન રાજાનો ખાનગી મંત્રી છું. આખી ઉજ્જયનીમાં મારી ધાક વાગે. રાજાને ય મારા વગર ઘડીભર ન ચાલે. જ્યાં જ્યાં તે જાય ત્યાં ત્યાં હું હોઉં જ. મારા પર તેમને સંપૂર્ણ વિશ્વાસ. રાજાના

[ ૪ ]

પોતાના પર કલંક આવે છતાં કોઇને દોષ ન દે, પોતાને તજનાર સાસુ, સસરા ને પતિની સેવા કરે અને એક પણ શબ્દ સામે ન બોલતાં તેના ગુણનું જ પૂજન કરે, પોતાનું કલંક ધોવા શાંત રીતે યત્ન કરે, તેવી ડાહી સ્ત્રી પિયર પક્ષને ઉજાળે, સાસરાને શોભાવે, સર્વની લાગણી પોતાના તરફ ખેંચી પોતાનું જીવન ધન્ય કરે.

એવી રીતે જીવન ધન્ય કરનાર સુભદ્રાનો જય હો !

અને કર્યા વગર રહે પણ નહિ કારણ કે એ મારો મોટામાં મોટો ગુહ્નો હતો.

'તે વખતે જ દેવી મારા પલંગ પર બેઠા. ઓરડામાં કોઈ હતું નહિ. મેં સંકોચાઇને પગ ખેંચી લીધા. પણ 'પગ ભલે લાંબા રહ્યા' કહી દેવીએ મારી તબિયતના સમાચાર પૂછ્યા.

'મારી પાસે જવાબ કાંઇ ન હતો. આંખમાંથી ફક્ત આંસુઓ પડ્યા. મારી ભૂલ બદલ, જેને હું બહેન ગણતો હતો તેના તરફ કુદષ્ટિ કરવા બદલ મને પશ્ચાત્તાપ થવાં લાગ્યો.

'આ જોઇ તે બોલ્યા: ભાઇ શોક ન કરશો. માણસ હોય તો ભૂલ પણ થાય. ભૂલ ન કરે તે માણસ શાનો? ભૂલ કરે તે જ સુધરે. હું કાંઇ એ વાત રાજાજીને કરવાની નથી. તમે તેની જરાપણ ફિકર ન રાખશો. હું તો તમારી બહેન જ છું. ભાઇની ભૂલો થાય એ બહેને સુધારવી ઘટે. મારી ભૂલ હોય તે તમે સુધારો. એમાં થયેલી ભૂલને યાદ કરી શોક શું કરવો? હવે આજથી એવો નિશ્ચય કરો કે ફરી વખત એવી ભૂલ ન થાય. પર સ્ત્રીને મા બહેન સમાન જ ગણીશ. તો ભૂલ કર્યાનું સાર્થક્ય થશે.

'મારી માંદગી જતી રહી. ગભરામણ ક્યાંય નાસી ગઇ. હું બેઠો થઇ તેમના પગમાં આળોટી પડ્યો. દેવી માફ કરો, એટલા જ શબ્દ બોલી શકાયા.'

'દેવીએ મને ઊભો કર્યો. મારો હાથ ઝાલીને સુવાડ્યો.

હડસેલી બહાર ચાલ્યા ગયા. મદદ માટે એક પણ બૂમ પાડ્યા વગર તે સીધા ચાલ્યા ગયા.

'હું રાજા કરતાંય વધારે રૂપાળો હતો. રાજા કરતાંય વધારે ગુણવાળો હતો. રાજા કોઈપણ કામ કરતાં પહેલાં મારી સલાહ લેતાં છતાં દેવી મારા પર ન મોહ્યાં.

'સાંજ પડી ગઈ. રાત્રે રાજા પાછા ફરવાના હતા. એટલે અંધારે લપાતો લપાતો હું ઘેર ગયો. કામમાં નિષ્ફળ થયો એ તો ઠીક, પણ દેવી આ વાત રાજાને કરશે અને મને સખતમાં સખત શિક્ષા થશે એ વિચારે ગભરાઈ ગયો. તાવના પંજામાં હું સપડાઈ ગયો.

'બીજે દિવસે આ ગભરામણથી ભાન પણ ન રહ્યું. ત્રીજે દિવસે તો ખુદ રાજાજી મને તેડવા આવેલા જણાયા. પછી મને ખબર પડી કે આગલે દિવસે મને રાજાએ બોલાવ્યો હતો પણ માંદગીના સમાચાર સાંભળી આજે રાજાજી પોતે આવ્યા હતા. તેમને જોઈ મારા હોજા ગગડી ગયા. રાજાજી આગ્રહ કરી મને રાજમહેલે તેડી ગયા અને પોતાના વૈદ્યને બોલાવી મારી દવા કરી.

'મને થયા કરતું હતું કે જરૂર રાજાની આ યુક્તિ હોવી જોઈએ. સાજા થયા પછી રાજા શીક્ષા ફરમાવશે.'

'પણ ઊલટું જ્યારે મેં મારી પરિચર્યા થતી જોઈ, જાણે કશું ન બન્યું હોય તેમ શિવાદેવીને મારી તહેનાતમાં ઊભેલા જોયાં ત્યારે હું મુંઝાયો.

'મને થયું, શું દેવીએ રાજાને વાત નહિ કરી હોય ?

# કુંતા

## [૧]

ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામના બે ભાઈઓ હતા. પાંડુને બે રાણીઓ હતી. કુંતી ને માદ્રી. ધૃતરાષ્ટ્રને ગાંધારીઃ નામની પત્ની હતી. ધૃતરાષ્ટ્ર અંધ હતા. પતિ અંધ હોય, પતિ દેખી શકતા ન હોય, પતિ જે દ્વારા વસ્તુને જોઇ આનંદ માણી શકતા ન હોય, તે આનંદ પત્નીથી પણ ન માણી શકાય એવું માનનાર ગાંધારી પોતાની આંખે પાટા બાંધી પોતે અંધ થયેલ હતા.

ધૃતરાષ્ટ્ર અને પાંડુ બંન્ને રાજા વિચિત્રવર્યના પુત્રો હતા. ધૃતરાષ્ટ્ર તેમાં મોટા હતા, છતાં અંધ હોવાથી રાજ્ય પાંડુને મળ્યું હતું.

પાંડુ રાજાની કાયા એકવડી હતી. તેમને ખુલ્લી હવા વગર ચેન ન પડતું. આથી વર્ષમાં છએક માસ તો જંગલમાં જ કાઢતા. તે વખતે કુન્તી અને માદ્રી તેમની સાથે રહેતા.

'ભાઇ ! આમ પશ્ચાત્તાપથી મારું હૃદય શુદ્ધ થયું. તે દિવસથી ખરાબ વિચાર પણ ન કરવાની પ્રતિજ્ઞા લીધીઃ દેવીના શિયળ માટે મને માન ઊપજ્યું.

'તે પછી એક દાસીએ મને વાતવાતમાં કહેલું કે તેણે એવું સાંભળ્યું હતું કે શિવાદેવીનો બહુ પ્રભાવ છે. એક વખત અગ્નિ ઓલવાતો ન હતો. તે વખતે તે ત્યાં આગળ આવીને બોલેલાં કે જો મારું શિયળ અખંડ હોય તો અગ્નિ શાંત થઇ જાઓ. અને તરત જ અગ્નિ ઠરી ગયો હતો.

'અત્યારે પણ તમે તેમનું જીવન જુઓ. મહારાણી હોવા છતાં સાદામાં સાદા, હાથે મહેનત કરનારા, ધર્મ પ્રવૃત્તિમાં લીન, અને રાજાને સલાહ આપનારા છે. રાજાજી કંઇ આડે માર્ગે જાય છે કે તરત તે તેમને સીધા દોરે છે. વળી દેવીને મન પ્રજા એટલે તો શીની શી વસ્તુ છે. લોકોને શી રીતે ઉપયોગી થવાય તેની તેઓ હંમેશા રાજા સાથે વિચારણા કરે છે. તેની ફરિયાદો દૂર કરવા માટે રાજાને હંમેશા પ્રેરણા પાય છે. પત્ની તરીકે, મહારાણી તરીકે, અને આદર્શ સ્ત્રી તરીકે જો કોઈ મહિલા હોય તો મારે મન શિવાદેવી જ છે !

'પણ તેમાં મારો અનુભવ–તેમણે મને સ્નેહથી વશ કર્યો તે, અહિંસક રહી સ્નેહદ્વારા મને પશ્ચાત્તાપ કરતાં શીખવ્યો તે–હું કદી ભૂલું તેમ નથી.

'અને તેથી દરરોજ સવારમાં ઊઠતાં જ હું બોલું છુંઃ

શિવાદેવી મને સહાયક હો !

શિવાદેવીને મારા વંદન હો !'

પણ માદ્રીને વળી જુદો વિચાર આવ્યો. તેણે કુંતીને બોલાવ્યાં ને બળી ન મરવા સમજાવ્યું. પોતાના બે પુત્રો નકુળ અને સહદેવને સાચવવાનું કહ્યું. ઘણી વીનવણી પછી કુંતાએ બળી મરવાનો વિચાર માંડી વાળ્યો. અને છોકરાઓ મોટા થાય ત્યાં સુધી તેમને સાચવવાનું નક્કી કર્યું.

ચિતા તૈયાર થઈ. માદ્રી બળી મરવા આગળ વધી. કુંતીપુત્ર યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન સૌ અપરમાને વળગ્યા, નકુળ અને સહદેવ સગી માને વળગી પડ્યા. કુંતાએ માદ્રીની ક્ષમા માગી. માદ્રીએ પણ સર્વની ક્ષમા માગી. અને હસ્તે ચિત્તે ચિતામાં પ્રવેશ કર્યો.

ક્ષણ બે ક્ષણમાં પાંડુ રાજા હતા ન હતા થયા. માદ્રી હતી ન હતી થઈ. રહ્યાં માત્ર કુંતાદેવી અને પાંચ બાળકો— યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ.

[ ૨ ]

પાંચે ભાઈઓએ ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય સ્થાપ્યું. પરણ્યા, મોટો યજ્ઞ કર્યો અને છેવટે જુગાર રમ્યા. બધું હારી ગયા. તેર વરસ વનવાસ અને એક વર્ષ ગુપ્ત વેશે રહેવાનું તેમના નસીબે નિર્માણ થયું. આ બધું કુંતા માતાએ જોયું. તેમને વનમાં વળાવ્યા પણ ખરા—રડતે હૃદયે અને આંસુ નીતરતી આંખોએ.

કુંતાને વનમાં જવાની ઇચ્છા હતી. પુત્રો વનમાં ગમે ત્યાં પડી રહે અને પોતે રાજમહેલમાં રહે એ તેમને ગમતું ન હતું. છતા વનમાં ગયાથી ધૃતરાષ્ટ્રની આબરૂ જશે એમ

કુન્તી ને માદ્રી દુનિયાની આંખે શોકયો હતો, છતાં તેમને ભારે બહેનપણા હતા. કુન્તીને માદ્રી વગર કે માદ્રીને કુન્તી વગર જરા પણ ચાલતું નહિ.

એક વખત રાજા અને માદ્રી બન્ને વનમાં ફરતાં હતા, અને કુદરતની કળા નિહાળતા હતા. તે વખતે વસંત ઋતુ હતી. વનરાજી ખીલી ઊઠી હતી. કોયલ મીઠા ટહુકાર કરી રહી હતી. પવન મંદમંદ વાતો હતો. આખીય સૃષ્ટિ નવપલ્લવિત થઈ હતી. ત્યારે માદ્રી અને રાજા હાથમાં હાથ મીલાવી વનક્રીડા કરી રહ્યા હતા, આનંદ માણી રહ્યા હતા.

અચાનક પાંડુ રાજાનું હૃદય બંધ પડ્યું ને મૃત્યુ થયું. માદ્રીની સાથે આનંદ કરતો રાજા શબવત્ થઈ નીચે પડ્યો. માદ્રીને ખબર ન પડી કે શું થયું. તે એકદમ ગભરાઈ ગઈ અને બૂમ પાડી ઊઠી:

'કુન્તા બહેન! કુન્તા બહેન! ઝટ દોડો. મહારાજ કાંઈ બોલતા નથી!'

બૂમ સાંભળી કુન્તી દોડતા આવ્યા. બૂમથી વનવાસી એકઠા થયા અને જુએ તો રાજાને મરેલ દીઠા.

રાજાને મરેલ જોઈ કુન્તી અને માદ્રી ખૂબ જ રડ્યાં, પણ રડીને શું વળે તેમ હતું?

કુન્તી રાજાજીના મૃતદેહ સાથે બળી મરવા તૈયાર થયાં. માદ્રીએ પણ તૈયારી કરી.

'તને પૂછતાંય વિચાર ન થયો ? હું શા હિસાબે આનંદમાં હઉં !' મારા દૂધમલ જેવા પાંચ દીકરાં વનમાં રખડે, ખાડા ટેકરાવાળી જમીન પર પથારી કરે; પથારી ક્યાંથી, જમીન પરજ સૂઇ જાય, જે મળે તે ફાકી દિવસ પૂરા કરે; કુલવધૂ દ્રૌપદી વનની કઠોર યાતના સહન કરે, મારા સહદેવ ને નકુળ જેણે ટાઢ તડકો નથી જોયો તે જંગલમાં રખડે, અને હું સુખમાં હઉં ? શી રીતે સુખમાં રહી શકું. તું જ વિચાર કર ને !'

કૃષ્ણ સાંભળી રહ્યા. કુંતાએ આગળ ચલાવ્યું:

'મારા છોકરાંઓને પહેરેલ વસ્ત્રે વનમાં કાઢ્યા, મારી વહુને ભર સભામાં ચોટલો તાણી આબરુ લીધી, પાટુ માર્યું, આબરું લેવાં વસ્ત્રો ખેંચ્યા એ બધું શી રીતે ભૂલાય ? એ ભુલાય ત્યારે જ હૃદયમાં શાંતિ વળે ને ! તું જ પછી વિચાર કર કે હું શી રીતે સુખમાં હઉં.'

'ફઈબા ! ત્યારે હું એ શાન્તિ સ્થાપવા માટે આવ્યો છું.'

'એટલે ?'

'દુર્યોધન સાથે સલાહ કરવા.'

'કઈ શરતે ?'

'રાજ્યમાં અર્ધો ભાગ આપે.'

'અને ન આપે તો ?'

'તો મોટાભાઈએ કહેવરાવ્યું છે માનવ સંહાર થતો અટકાવવા પાંચ ગામ આપે !'

વિચારી તે ન ગયા. અને ગાંધારી સાથે રહેવાનો તેમણે વિચાર કર્યો. પુત્રના વિયોગથી દરરોજ તેમને દુઃખ થતું.

'યુધિષ્ઠિર શું કરતો હશે, અર્જુન ક્યાં હશે, ભીમને ખાવાનું પૂરતું મળ્યું હશે કે નહિ. અને મારા સહદેવ ને નકુળ! ત્યાં બિચારાને મારા વગર માથે હાથ કોણ ફેરવતું હશે? અને મારી દ્રૌપદી, રાજમહેલમાં વસનારી, તેને વનમાં શી રીતે ફાવતું હશે.' આવા આવા વિચારો કરતાં તેના વિચાર ખૂટી જતા, આંખમાંથી આંસુ ખૂટી જતાં. તે વખતે વિદૂર તેને સાંત્વન આપતો.

તેર તેર વર્ષના વહાણાં વાયાં. ચોદમું વર્ષ પણ પસાર થયું. કોઈપણ હિસાબે માનવ સંહાર મટે તે માટે યુધિષ્ઠિરે શ્રી. કૃષ્ણને દૂત તરીકે મોકલ્યા. દુર્યોધનને સમજાવવા મોકલ્યા, અને માંગણી કરી કે યુધિષ્ઠિર, કે તેના નાના ભાઈઓને રાજ કે પાટ નથી જોઇતું પણ ફક્ત તેમને રહેવા માટે પાંચ ગામ મળે એટલે બસ.

શ્રી. કૃષ્ણ સંદેશો લઈ સૌથી પહેલા, કુંતી પાસે આવ્યા. કુંતી તે કૃષ્ણના ફોઈ થાય. એટલે આવતાં વેંત તે બોલ્યા:

'ફૈબા, આનંદમાં ને!'

'હા ભાઈ, આનંદમાં. પાંડવોએ વનવાસ લીધો અને દ્રૌપદીએ જંગલ સેવ્યું ત્યારથી આનંદમાં!' કુંતાએ ટાણો માર્યો.

'કેમ એમ બોલ્યા?'

કુંતી આ સાંભળી શરમાઈ ગયા. આંખોમાં ઝળઝળિયાં આવી ગયા. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. એક શબ્દ પણ આગળ ન બોલી શકયા. પહેલાંનો જુસ્સો શાંત થઈ ગયો અને ભીની આંખે દયામણે ચહેરે કૃષ્ણ સામે ટગર ટગર જોઈ રહ્યા.

[ ૩ ]

કર્ણ એ કુંતીનો પુત્ર થાય. પાંચ પાંડવોનો સૌથી મોટો ભાઈ. પરણ્યા પહેલાં પાંડુ રાજાથી કુંતીને એક પુત્ર થયેલ. સમાજ જાણશે તો હાહાકાર મચાવશે એ બીકે છાનામાના તેને પેટીમાં મૂકી નદીમાં પધરાવી દીધેલ.

પેટી તરતી તરતી દૂર નીકળી ગઈ. તે એક સારથિના હાથમાં આવી. પેટી ઉઘાડતાં અંદર તેણે બાળક જોયું. સારથિને કાંઇ સંતાન ન હતું. એટલે આ બાળકને તે પોતાને ત્યાં લઈ ગયો, ખવરાવી પીવરાવી મોટો કર્યો, અને પાછળથી સૂતપુત્ર કર્ણના નામે તે ઓળખાયો.

તે ધનુર્વિદ્યામાં કુશળ હતો. તે અર્જુનની બરાબરી કરતો અને કદાચ ટપી પણ જાય તેવો સંભવ હતો. દુર્યોધન અને કૌરવોએ તેની કળા વિષે જાણ્યું અને તેને પોતાના પક્ષમાં લ ઈ લીધો.

'કર્ણ એ કુંતી પુત્ર છે' એ વાત કોઈ જાણતું ન હતું, સિવાય કુંતી.

એટલે જ્યારે શ્રી કૃષ્ણે તેને સમજાવવાનું કહ્યું, ત્યારે કુંતીનું માતૃહૃદય ઊછળ્યું. તેના મોંપર શરમના શેરડા પડ્યાં,

'શું બોલ્યા ?' કુંતા માતાની આંખ લાલચોળ થઈ. 'મોટાભાઈ કહેવરાવે છે. કોણ યુધિષ્ઠિર ? મારા નકુળ ને સહદેવ; ભીમ ને અર્જુન તો નથી કહેવરાવતા ને ! ભલે, મોટાભાઈને કહેજો ચાર ભાઈઓની વતી બોલવાનો હક્ક નથી રહ્યો. અર્ધા ભાગ વગર હવે જંપીને શી રીતે બેસાય!'

'અને ધારો કે અર્ધો ભાગ આપવાની ના પાડે તો ?' શ્રી કૃષ્ણે જરા દાણો દબાવ્યો.

'તો શું ? યુદ્ધ !' કુંતાએ પુરુષ યોદ્ધાને છાજે તેવી છટાથી જવાબ આપ્યો.

'યુદ્ધમાં કેટલા માનવીનો સંહાર થશે એ વિચાર્યું ?'

'તેથી શું ? સૌને એક વખત મરવાનું જ છે. ક્ષત્રીઓને તો રણમાં ઝૂમવાનું હોય. ઝૂમતા ઝૂમતાં રણમાં જ મરવાનું હોય. તેનો શોક મને ન થાય. પણ અડધો ભાગ તો મળવો જ જોઈએ.'

'ઠીક. તમે કહો છો તેમ પણ તે માટે તમારે એક કામ કરવું જોઈશે.'

'શું ? ખુશીથી કરીશ.'

'જો યુદ્ધ થાય તો તમારે કર્ણને સમજાવવો પડશે, કારણ કે કર્ણ સામા પક્ષમાં છે. તે વીર યોદ્ધો છે, એટલે યુદ્ધમાં આપણને ભારે પડશે. તેને તેના જન્મની ખરી હકીકત કહો અને કોઈ હિસાબે આપણા પક્ષમાં ખેંચી લો.'

કૃષ્ણે કુંતા માતાના સ્ત્રીહૃદય ઉપર, માતૃહૃદય પર ભારેમાં ભારે પ્રહાર કર્યો.

પાંચ પાંડવોએ વનમાં ન જવા ઘણો આગ્રહ કર્યો, છતાં તેમણે પુત્રને સમજાવ્યા. તેમણે વનમાં જતાં જતાં પુત્રને ઉપદેશ આપ્યો:

'બેટા! આખો સંસાર મેં જોઈ લીધો. સંસારમાં વૈભવ માણ્યો, પતિ સુખ જોયું, પુત્ર સુખ જોયું, વધૂ સુખ જોયું અને છેવટે રાજમાતા પણ થઇ. દુઃખ પણ એટલું જ ભોગવ્યું, પણ મારું હૃદય પલટાઇ ગયું છે. આ રાજ્યથી, આ તમારા વૈભવથી મને મુદ્દલ સંતોષ નથી થતો. અને તમને પણ કહું છું કે તેનાથી જરાયે સંતોષ તમને નહિ થાય. તમારી સગી આંખે તમે જોયું હશે કે બધી રીતે સાહ્યબી ભોગવનાર દુર્યોધન અને કૌરવો કાળને શરણ થયા, એ જ કાળને શરણે આપણે-મારે કે તમારે-એક વખત થવાનું છે. તો તે પહેલાં શા માટે આત્મશાંતિ ન મેળવવી? તમને કે મને યા કોઈને યુદ્ધથી શાંતિ ન મળે, રાજ્યથી શાંતિ ન મળે, પૈસાથી કે માણસથી પણ ન મળે. શાંતિ મળશે ફક્ત આત્મામાં રમણ કરવાથી, ક્ષમા રૂપી હથિયાર અને અહિંસા રૂપી ઢાલથી. હું હવે જિંદગીના છેલ્લાં પગથિયે પહોંચી છું. કાળના મોજા મારા પગને અડી અડીનેમારી સાથે ગેલ કરી રહ્યા છે. માટે મને મરતાં મરતાં ય શાંતિ મેળવવા દો. દુઃખી ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની સેવા કરવા દો. તમે સુખી થાઓ અને સાચી શાંતિ મેળવો. તેમજ સત્ય અને અહિંસા રૂપી શસ્ત્રો વડે રાજ્યને શોભાવો એ મારા આશીર્વાદ છે!' એમ કહી કુંતા માતા વૃદ્ધ ધૃતરાષ્ટ્ર અને ગાંધારી સાથે દૂરને દૂર વનમાં ચાલી નીકળ્યા.

આંખમાં ઝળઝળિયાં આવ્યાં; છતાં એકાંતમાં તેઓ કર્ણને મળ્યા, સર્વ વાત તેને જાહેર કરી અને પાંડવના પક્ષમાં ભળવાનું કહ્યું.

પણ કર્ણ એકવચની હતો, એટલે તે બોલ્યો:

'માતા! એ બધી વાત સાચી, પણ હવે એ શી રીતે બને? જેનું હું અન્ન ખાઉં, જેને મારી હુંફ છે, જેને મેં વચન આપેલું છે તેનો પક્ષ મારાથી કેમ છોડાય.

ઘણું સમજાવ્યો, છતા કર્ણ એકનો બે ન થયો, અને ઘોર યુદ્ધ થયું. કુરુક્ષેત્રમાં લોહીની નદીઓ ચાલી. બન્ને પક્ષના અસંખ્ય માણસોનો સંહાર થયો. કૌરવોનો નાશ થયો. કૌરવ કુળનો નાશ થયો અને તેમાં ફક્ત બે રહ્યા—એક ધૃતરાષ્ટ્ર અને બીજા ગાંધારી.

યુધિષ્ઠિરનો વિજય થયો. પાંચ પાંડવોનો વિજય થયો. યુધિષ્ઠિર રાજગાદીએ બેઠા. કુંતી માતા રાજમાતા બન્યા પણ હવે તેમનું માનસ પલટાઈ ગયું; યુદ્ધને બદલે તે શાંતિની વાતો કરવા લાગ્યા. તેમણે ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની સેવા કરવી શરૂ કરી.

[ ૪ ]

ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને સંસાર અકારો લાગ્યો છે. શાંત જીવન ગાળવા તેઓ વનમાં જવા તૈયાર થયા છે. કુંતા પણ સાથે જવા તૈયાર થયા છે.

# દમયંતી

'હું કોણ ? ખબર છે તમને ?'

'જુઓ, ત્યારે તમને ઓળખાણ ન પડતી હોય તો હું જ ઓળખાણ કરાવું. મારું નામ કર્મરાજા, સૌનોય હું રાજા. રાજા હોય તોય શું ને રંક હોય તોય શું. સૌનો હું રાજા.

'હું પુદ્દગલનો બનેલો છું.

'મારામાં સત્તા ખરી, છતાં જીવ-આત્મા ધારે તો મારો એક ક્ષણમાં નાશ કરી શકે. હું દેખાઉં બહુ થોડાની જ આંખે.

'મારામાં એવી શક્તિ છે કે મને સારી રીતે બાંધનાર સુખી થાય. ખોટી રીતે બાંધનાર દુઃખી થાય.

'સારી રીતને તમે પુણ્ય કહો અને ખોટી રીતને પાપ કહો.

'હું માનવીની આંખે ભલે ન દેખાઉં. પણ મને માનવીના આત્માની સાથે હળતાંમળતાં ઝટ આવડે. આત્માની આસપાસ વીંટળાઇ જઈ આત્માને મારી મરજી મુજબ વાળું; પણ એ એટલી ઘડી કે જ્યાંસુધી તેની આસપાસ હું વીંટળાયેલો હઉં.

[ ૫ ]

ધૃતરાષ્ટ્ર અને ગાંધારી વનમાં જીવન ગાળવા લાગ્યા. કુંતા માતાએ તેમની સેવા કરી.

આત્મસુખ મેળવવા તેમણે પ્રયાસ કર્યો. પોતાની ભૂલોનું કુંતા માતાએ ગાંધારી પાસે અને આત્માની સમક્ષ પ્રાયશ્ચિત્ત કર્યું.

એ પ્રાયશ્ચિત્ત દ્વારા તેમણે શાંતિ મેળવી. ધન્ય છે વીર ક્ષત્રિયાણી પાંડવ જનેતા કુંતા માતાને !

ઊછરેલ હોવાથી તેની કાયા કોમળ હતી. સુખ સિવાય, આનંદ ને પ્રમોદ સિવાયની બીજી વસ્તુને તે જાણતી ન હતી.

'તે યોગ્ય ઉંમરની થઈ એટલે માબાપને પરણાવવાની ચિંતા થઈ. દેશપરદેશથી રાજા મહારાજાઓને બોલાવવામાં આવ્યા. મોટો સ્વયંવર મંડપ રચાયો. નક્કી કરેલ દિવસે રાજા મહારાજાઓથી મંડપ શોભી રહ્યો.

'દમયંતી પોતાની સખી સાથે હાથમાં વરમાળા લઈ વર પસંદ કરવા ઊભી. શુભ યોગ ને મુહૂર્ત થતાં સખીની સાથે દમયંતી આગળ વધી સખી એક પછી એક બધા રાજાઓનો પરિચય કરાવતી ગઈ.

'મેં તો દમયંતી માટે વર નક્કી કરી રાખ્યો હતો. પણ જાહેરમાંય નક્કી થવું જોઈએ ને!

'દમયંતિએ દેશપરદેશથી આવેલ ભૂપતિઓને જોયા. અંગ ને બંગ દેશ, કલિંગ ને મરુધર, મગધ ને કચ્છ, દ્રવિડ ને લાટ, સૌરાષ્ટ્ર ને અયોધ્યા. બધાય દેશના રાજાઓને જોયા. કોઈ ઘરેણાંથી સજ્જ થયેલા, તો કોઈ મોટે ચહેરો લગાવી બેઠેલા. કોઈ મુખમાં પાન ચાવતા તો કોઈ ડાચા ભળી જેવા છતાં યુવાની દેખાડવા છાતી કાઢી બેઠેલા વૃદ્ધોને જોયા. વળી ફેંકડ કુમારો અને સાદા યુવરાજો જોયા. તે બધાનું વર્ણન ને પરાક્રમો દાસીએ કહી સંભળાવ્યાં.

'પરંતુ મેં જે નક્કી કરી રાખેલ, કહો કે મારાં લીધે જ નક્કી થવાનું નિર્માણ થઈ ચૂકેલ-અયોધ્યાનો યુવરાજ દમયંતીની નજરમાં આવ્યો. અને એવ વાત ખરી કે બધા રાજા મહારાજાઓ કરતાં તેનામાં અનેરું તેજ હતું અનેરું ઔજ્જ્વલ્ય હતું.

‘તમને બધાને એમ થશે કે આત્મા તો અરૂપી છે, એ કાંઇ દેખાતો નથી. ને કર્મરાજા તો પુદ્ગલોનો બનેલો છે, એટલે રૂપી છે. તો રૂપી અરૂપીને શી રીતે અસર કરે ?

‘એ માટે તો ઝેરનું દૃષ્ટાંત બહુ સારું છે. ઝેર એ રૂપી છે, પણ તેને પીતા અરૂપી આત્મા પર શી અસર થાય છે ? મારૂં ય એવું સમજવું.

‘મારો નાશ કરનાર પણ આત્મા છે. પણ એવો નાશ કરનાર કોઇ વિરલા જ હોય. એ તો હોય ચોવીસ તીર્થંકરો કે કેવળી ભગવંતો, સિદ્ધ થયેલ પરમાત્માઓ. પરંતુ તેમનેય હેરાન કરવામાં હું બાકી ન રાખું. એ મારી સામે લડી લડી, દુઃખો વેઠીનેય મારો નાશ કરે ને એ થાકે તો હું જીવવા જ ન દઉં !

‘મને જે જીતે તે ભગવંત થાય, પૂજનીય થાય, પ્રાતઃસ્મરણીય થાય.

‘લો, આતો બહુ લાંબી વાત થઇ. તમને મારા પરાક્રમની એકાદ કથા સંભળાવું એટલે તમને મારો ખ્યાલ આવશે. મારા પરાક્રમ કહેવા બેસું તો તમે સાંભળતાં થાકો પણ હું કહેતાં ન થાકું. એટલા બધા છે.

‘કોઇને સુખ દીધાની વાત કહીશ. તો તમને મઝા નહિ પડે એટલે જેને દુઃખ દીધું હોય તેની જ વાત કહું.

‘વિદર્ભ નામનું એક મોટું રાજ હતું. ચારે બાજુ તેની યશોગાથા ગવાતી. ત્યાં ભીમક નામે રાજા રાજ્ય કરતો. તેને પુષ્પાવતી નામની પુષ્પ જેવી કોમળ ને સુવાસ પ્રસરાવનારી પત્ની હતી. તેમને દમયંતિ નામે પુત્રી હતી.

‘દમયંતિ એટલે સર્વ કળા સંપન્ન યુવતિ. રાજવૈભવમાં

ભાઈની રિદ્ધિસિદ્ધિ ને ભાભીનો આનંદપ્રમોદ જોઈ બળવા લાગ્યો. અને કોઈ હિસાબે એ સત્તા પોતે મેળવવા યત્ન કરવા લાગ્યો.

'એ માટે વિચાર કરતાં તેને યુક્તિ સૂઝી. મોટાભાઈને જુગાર રમાડવાની ધૂન લગાડવાનું નક્કી કર્યું.

'ધીમે ધીમે તે પોતાની યુક્તિમાં ફાવ્યો. નળરાજાને જુગારની ધૂન લાગી. સાંજ પડે ને કુબેરની સાથે જુગાર રમવાનું જોઈએ જ. તેનું ફળ તેને થોડા દિવસમાં મળ્યું.

'પહેલાં તો તેઓ નજીવી ચીજો શરતમાં મૂકતા પણ એક દિવસ રમત રંગમાં આવી. નજીવી ચીજપરથી મોટી ચીજની શરત પર આવ્યા છેવટે રાજપાટની શરત લાગી.

'દમયંતીએ નળદેવને કહેલ કે જુગારની સોબત કરવી સારી નથી, પણ એક ચીજનો શોખ સર્વનાશને વહોરી લે છે તેની ક્યાં કોઈ ને ખબર હોય છે! દમયંતીના કહેવા છતાં નળે જુગાર રમવાનું ચાલું જ રાખ્યું.

'શરત મૂકતાં તો મૂકી, પણ પાસા અવળા પડ્યા. નળરાજાએ બાંધેલ કર્મનો ઉદય થયો, દમયંતીએ બાંધેલ કર્મનો ઉદય થયો. નળરાજાની હાર થઈ.

'શરત એ હતી કે જે જીતે તે રાજગાદી પર બેસે, જે હારે તે વનવાસ ભોગવે.

'કુબેરે એવા કર્મ ગ્રહણ કરેલાં હતા કે જેના વડે તે રાજનો માલિક થાય, જેના વડે તે રાજા થાય.

'આથી બધા રાજા મહારાજા યુવરાજ, રાજકુમાર, સર્વની ઓળખાણ થઈ રહ્યા પછી દમયંતીએ નળરાજાના ગળામાં માળા આરોપી. નળરાજા એ અયોધ્યા નગરીના રાજા નિષધનો પુત્ર થાય. તેની માતાનું નામ લાવણ્યમતી હતું.

'આમ મારા સંયોગે-બળે દમયંતી ને નળકુમાર લગ્નગ્રંથિથી જોડાયા. જે રાજામહારાજાઓ આવ્યા હતા તે મારા યોગથી નિરાશ થવાથી સ્વદેશ પાછા ફર્યા. એમાં કૃષ્ણદેવ નામનો એક રાજા હતો તે વળી કહે કે દમયંતી નળને વરે ? આથી નળની સાથે લડવા તૈયાર થયો. પણ યશરેખા નળની હતી એટલે કૃષ્ણદેવથી કશું થયું નહિ.

'લગ્નવિધિ થઇ રહ્યા પછી ભીમે પુત્રીને સાસરે વળાવી. નળકુમાર પિતા તથા પરિવાર સાથે અયોધ્યા તરફ પાછા ફર્યા.

'થોડા વખત પછી નિષધરાજા ગુજરી ગયા. એટલે રાજ નળને મળ્યું. ને થોડો વખત તે બરાબર ચાલ્યું. પણ હું ન્યાયાધીશ જેવો છું. જેમ ન્યાય આપનાર જેનો ગુન્હો હોય તેને-સાચા અપરાધીને સજા કરે છે તેમ હું ય પક્ષપાત વગર ગુન્હાનો ન્યાય તોળું છું. જેણે જેણે જેવું જેવું પાપ-ગુન્હો કર્યો હોય તેને તેને તેવા પ્રમાણમાં સજા ફરમાવું છું.

'નળ-દમયંતીએ પણ કર્મ બાંધ્યું હતું-વનવાસ વેઠવાનું ને દુઃખો ભોગવવાનું. એટલે સુખના કર્મો ભોગવાઈ રહેતા દુઃખના કર્મો ઝળક્યાં. હું ફરજ બજાવતાં ચૂકું તો મારો ધર્મ જાય.

'નળરાજાને કુબેર નામે એક ભાઈ હતો. તે મોટા-

દમયંતીને આ પાસેથી શિક્ષણ મળ્યું હતું કે 'સુખમાં કદી નવ છકી જવું, દુઃખમાં ન હિંમત હારવી' આથી વધારે કષ્ટ પડે તોય શું? તે સહન કરવાને તૈયાર હતી.

'કેટલાક દિવસ તો આમ ને આમ કાપ્યાં. પણ દમયંતી ભૂખે રહે, દમયંતી જમીન પર સૂઈ રહે, દમયંતીને કાંઈ ઓઢવા કે પાથરવા ન મળે એ નળથી ન જોવાયું. એક વખત સરોવરને કાંઠે તે બેઠા હતા, દમયંતી નળને પાણી પાઈ રહી હતી ત્યારે નળને વિચાર આવ્યો કે દમયંતીને આ કષ્ટથી છોડાવવા માટે તેને તજી દેવી એ વધારે સારું છે.'

'આ વિચારે નળ મુંઝાયો, પણ કર્મનો–મારો ઉદય જોર કરતો હતો એટલે નળે મન સાથે નિશ્ચય કર્યો કે દમયંતીને છોડીને જ આગળ વધવું.

'આ માટે દમયંતીને ઘણું વીનવી પણ 'જ્યાં તમે ત્યાં હું' એ જ એનો જવાબ હતો'

'ચાલતાં ચાલતાં સાંજ પડવા આવી એટલે બન્ને ફળફૂલ ખાઈ આરામ લેવા આડા થયા. હાથનું ઓશીકું કર્યું. સખત થાકને લઈને દમયંતિને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.'

'આકાશમાંથી ચાંદની અમી વરસાવી રહી હતી. ચંદ્રના કિરણો વૃક્ષ નીચે સૂતેલ આ દંપતિના સુખના દર્શન વૃક્ષની વચમાં થઈને ડોકિયા કરીને કરી લેતા હતાં.

'તે વખતે અંતરાય કર્મનો ઉદય થયો. નળ અને દમયંતીને વિયોગ થવાનો હતો તે સમય આવી પહોંચ્યો.

'નળ બેઠો થયો. તેની આંખમાં ઊંઘ આવતી જ ન હતી એટલે તે વિચારે ચડ્યો.

'આથી કુબેર ફાવ્યો ને નળરાજા હાર્યા.

'નળરાજાએ વનમાં જવાનો નિશ્ચય કર્યો એટલે દમયંતીએ પણ સાથે જવાનું કહ્યું. નળે વીનવી છતાં દમયંતી ન માની.

'બન્ને પહેરેલ કપડે વનમાં ચાલી નીકળ્યા.

'પ્રજામાં હાહાકાર થયો. લોકોની આંખમાંથી આંસુની ધારા ચાલી. શું દમયંતી વનમાં જાય?

'દમયંતી પ્રજાની માનીતિ રાણી હતી. અયોધ્યાની સ્ત્રીઓમાં તે પ્રિય થઇ પડી હતી. સ્ત્રીઓની સેવા ને તેને આદર્શ ગૃહિણી બનાવવાની દમયંતીની મહેનત પ્રજાના સ્નેહને ખેંચી શકી હતી. આથી દમયંતી જતા સ્ત્રીઓને માર્ગદર્શક કોઇ નહિ થઇ શકે એથી પ્રજાને લાગી આવ્યું.

'પણ જે દુઃખ દમયંતીને ભોગવવાનું હતું તે કોણ નિષ્ફળ કરે!

'દમયંતી અને નળ વનમાં આગળ ને આગળ ચાલ્યા. એક બે દિવસ તો ઠીક પણ આગળ વધતા તેમને દુઃખ પડવું શરૂ થયું. જેણે કદી ટાઢ કે તડકો વેઠ્યા ન હતા, ભુખને સહી ન હતી, ઉઘાડે પગે ચાલ્યા ન હતા તેમને ટાઢ ને તડકો સહન કરવો પડ્યો, ભૂખને મારવી પડી ને સુંવાળા પગમાં કાંકરા પેસી જવા છતાં આગળને આગળ ચાલવું પડ્યું.

'દમયંતીના પગમાંથી લોહીની ધાર ચાલી. પગમાં કાંટા પેસી ગયા. ભૂખને લઈ ને મુખનું તેજ ઊડી ગયું.

'છતાં દમયંતી ને નળમાં ધૈર્ય હતું. નાનપણથી જ

કે પતિદેવ ત્યાં ન હતા. પતિદેવ ક્યાંક આડા અવળા હશે એમ વિચારી તેણે ઘાટા પાડ્યા છતાં કંઈ જવાબ ન મળ્યો. અચાનક તેની નજર વસ્ત્ર પર ગઈ. નળરાજાએ લખેલ તેણે શબ્દો વાંચ્યા ને વૈદર્ભીના પેટમા ફાળ પડી કે નળ-રાજા તેને વનમાં એકલી મૂકીને ક્યાંક જતા રહેલ છે.

'છતાં તેને પતિમાં અચળ શ્રદ્ધા હતી. કોઈ કારણ-સર તે પોતાને છોડી ગયેલ છે એમ વિચારી તે આગળ વધી, પિયર જવું પોતાને ઠીક ન લાગ્યું. એટલે બીજી તરફ તે વળી!

'જંગલી જાનવરોનો સામનો કરતી, ટાઢ તડકો સહન કરતી તે અચલપુર નગરમાં આવી પહોંચી. એક વખત તો રાત્રે ચાલતાં ચાલતાં તેનો પગ મોટા અજગર પર આવી ગયો પણ તેનું આયુકર્મ બળવાન હતું એટલે બચી ગઈ.'

'અચલપુર નગરી તે તેના મામા ઋતુપર્ણ રાજાની રાજધાની હતી. ત્યાં તે રાજમાર્ગ પર જઈ રહી હતી તે વખતે ગોખમાં બેઠેલ ચંદ્રયશાએ તેને જોઇ, અને બોલાવી. ચંદયશા એ દમયંતીની માસી થાય છતાં તેણે દમયંતીને ઓળખી નહિ. દમયંતીએ પોતાને દુ:ખી સ્ત્રી તરીકે જણાવી નોકર તરીકે રહેવા જણાવ્યું. તેથી તેને અચળપુરમાં ચાલતી દાનશાળાની અધિષ્ઠાતા નીમી.'

'હવે દમયંતીના કર્મ ઓછા થતાં જતાં હતાં, પુણ્ય કર્મનો ઉદય થતો હતો એટલે ધીમે ધીમે તેને સુખ મળતું ગયું પણ સંપૂર્ણ સુખ મેળવતાં તો બાર બાર વરસના વહાણા વાયાં.

'દમયંતી મારી સાથે હશે તો તેને દુઃખ સહન કરવું પડશે. વળી વનવગડામાં સાથે રાખતાં તેની કેટલીક તકલીફ દૂર કરવા માટે તકેદી રાખવી પડશે તેના કરતાં તે તેને પિયર જાય એ જ વધારે યોગ્ય છે.'

'આમ વિચારી પાંદડાના રસ વતી દમયંતીના વસ્ત્ર પર થોડાક શબ્દો લખ્યા: 'હે દમયંતી, તારી સામે બે માર્ગ છે. ડાબી બાજુ તારા પિયરનો અને જમણી બાજુ કોશલપુર નગરનો, તો તને જ્યાં જવાનું ઠીક લાગે ત્યાં જજે અને જ્યાં સુધી હું વનવાસ ભોગવું છું ત્યાં સુધી મારા દર્શનની ઇચ્છા રાખીશ નહિ.

'આમ લખી નળ ઊભો થયો. દસેક ડગલા ભર્યા પણ પત્નીને તજીને આગળ વધતા તેનો જીવ ન ચાલ્યો. તે પાછો આવ્યો. દમયંતીના મુખ સામે જોયું. તેના હૃદયમાં દયાનું ઝરણું ફૂટયું. પણ થોડીવારમાં વિચાર બદલાયો એટલે આગળ વધ્યો અને વીસેક ડગલા જઈ પાછો ફર્યો. પત્નીને આવા ઘોર વનમાં એકલી મૂકી જતાં તેનું મન માનતું ન હતું. બીજી વખત પત્નીના માથા નજીક બેસી માથે હાથ ફેરવ્યો. ફરી તે ઊભો થયો, થોડુંક આગળ વધ્યો પણ પગ ન ઊપડયા. પાછા ફરી ચંદ્રના તેજમાં દમયંતીનું મુખ જોયું. પણ આવી કોમળ સ્ત્રીને મારે લીધે દુઃખ વેઠવું પડશે એ વિચારે—અંતરાય કર્મના ઉદયે તે જોરથી દોડ્યો. આગળને આગળ દોડ્યો.

'કેટલોક વખત પસાર થયો હશે, ત્યાં ઓચીંતી દમયંતી ઊંઘમાંથી ઝબકી ઊઠી. આશ્ચર્ય સાથે તેણે જોયું

ફરતો ફરતો તે કેટલાક દિવસે સમાચાર લાવ્યો કે એવો જ એક માણસ દધિપર્ણ રાજાના દરબારમાં છે.

'વિદર્ભ નરેશ બોલ્યા: તો ઝટ તેડાવો તેને.

'તપાસ કરીને આવેલ માણસે કહ્યું: પણ મહારાજ! મને વહેમ આવે છે. એ કહે છે હું નળરાજાનો રસોઇઓ હતો અને તેથી સૂર્યપાક રસોઈ જાણું છું. એટલે મનેય એમ લાગે છે. બાકી તમે તેને જુઓ તો ખબર પડે. કાળું શરીર, બોકડા જેવી દાઢી ને વાળ, કેડેથી વાંકો વળી ગયેલ. ક્યાં નળરાજા અને ક્યાં એ કુબડો!

'દમયંતી આ બધુ સાંભળતી હતી, એટલે તરત તેણે પિતાને કહ્યું: પિતાજી! મને તો લાગે છે કે એ જ નળરાજા હોવા જોઈએ. કારણ કે અમે કદી રસોઇયો રાખતા નહિ. હું રસોઇ મારી જાતે જ કરતી, મારી જાતે જ તેમને પીરસતી. માટે એ રસોઇઓ નહિ પણ ગુપ્ત વેશે રહેલ નળરાજા છે. છતાં આપને મનમાં હજુ વસવસો રહેતો હોય તો દધિપર્ણ રાજાને મારા સ્વયંવરને બહાને અહીં તેડાવો. આમંત્રણ છેક છેલ્લે દિવસે પહોંચે તેમ મોકલો જેથી અશ્વવિદ્યા જાણનાર જો નળરાજા હશે તો એક જ દિવસમાં તેમને અહીં લાવશે.'

'ભીમરાજાએ આથી એક કંકોત્રી લખી. નળરાજાની ઘણી શોધ કરવા છતાં તેનો પત્તો ન લાગવાથી દમયંતીનો ફરી વખત સ્વયંવર રચવાનો છે તેમ તેમાં જણાવ્યું અને દધિપર્ણ રાજાને તે માટે આમંત્રણ આપવામાં આવ્યું.

'એક વખત વિદર્ભ નરેશ તરફથી દમયંતી તથા નળની શોધ માટે ફરતો એક માણસ આ દાનશાળાએ આવી પહોંચ્યો. તેણે દમયંતીને ઓળખી અને 'અહીં ક્યાંથી' એમ પૂછયું.

'દમયંતી' દમયંતી' તરીકે જાહેર થઇ. તેની માશી તથા માશાને જાણ થતાં તે દમયંતી પાસે દોડી આવ્યા. તેને દાસી તરીકે રાખવા બદલ ક્ષમા માગી, અને તરત તેનો રાજમહેલે લઈ જઈ ઘણો આદર સત્કાર કર્યો.

આવેલ માણસે કહ્યું કે રાજા તથા રાણી દમયંતીને ઝંખે છે, માટે તેને તુરત મોકલો તો ઠીક. આથી ઘણા માણસોના સમુદાય સાથ તેને કુંડિનપુર મોકલવામાં આવી.

'માતા તથા પિતા દમયંતીને જોઈ ભેટી પડયા. તેમની આંખમાંથી હર્ષના આંસુ આવ્યા.

'બીજે દિવસે દમયંતીએ તેના પિતાને કહ્યું: પિતાજી! નળદેવની તપાસ કરાવો તો ઠીક.

'પિતાએ કહ્યું: મે માણસોને તેની તપાસ માટે મોકલ્યા છે, પણ ક્યાંય પત્તો ખાતો નથી.

'દમયંતીએ કહ્યુ: એમ ક્યાંય નહિ માલૂમ પડે. પણ તે સૂર્યપાક રસોઇ જાણે છે, હાથી વગેરેને વશ કરવાની કળામાં પ્રવીણ છે, એ અશ્વવિદ્યા પણ જાણે છે. એવો કોઈ જાણકાર જણાય કે તેને નળરાજા સમજવાનું કહેજો.

'આ માટે એક માણસને રવાના કરવામાં આવ્યો.

'આગળ વધતાં તે દધિપર્ણ રાજાના રાજમાં આવી પહોંચ્યો. તે વખતે દધિપર્ણ રાજાનો હાથી ગાંડો થયો હતો. તેને કોઈ વશ કરી શકતું ન હતું. નળરાજા એ કળા જાણતો હોવાથી એક ક્ષણમાં તેણે હાથીને વશ કર્યો.

'આથી દધિપર્ણ રાજા ખુશી થયો. તેને પોતાની પાસે બોલાવ્યો. અને તે કોણ અને ક્યાંનો વતની છે તે પૂછ્યું. નળે કહ્યું: પોતે નળ રાજાનો રસોઇઓ છે અને સૂર્યપાક રસોઇ જાણે છે. નળરાજાનો વનવાસ થવાથી પોતે નોકરીની શોધમાં નીકળેલ છે. દધિપર્ણ રાજાએ આથી તેને નોકરીમાં રાખ્યો અને તે બન્નેનો સંબંધ વધતો ગયો.

'થોડી વારમાં દધિપર્ણ રાજા તૈયાર થઇ આવ્યો એટલે કુબડ પણ તૈયાર થયો. રથને તૈયાર કર્યો અને બન્ને જણ રથમાં બેઠા. જોત જોતાથાં રથ પૂર વેગે આગળ વધ્યો. દધિપર્ણ રાજા ઘણો જ ખુશ થયો રસ્તામાં બન્ને આનંદ વિનોદ કરતાં આગળ વધ્યા. અને તે જ દિવસે કુંડિનપુર પહોંચી ગયા.

'દધિપર્ણ રાજાએ શહેરમાં જતાં જોયું કે સ્વયંવરની કંઇ તૈયારી દેખાતી ન હતી, છતાં તે સીધો રાજા પાસે ગયો. કુબડ સાથે જ હતો.'

'દમયંતીને ખબર પડી એટલે તેણે જાણી લીધું કે કુબડ એ જ નળરાજા હોવા જોઇએ ભીમ રાજાએ દધિપર્ણ રાજાનું સ્વાગત કર્યું ને ઊતરવા માટે ખાસ ઉતારો આપ્યો.

'આ બાજુ કુબડની પરીક્ષા માટે બધી તૈયારીઓ ચાલી રહી. દધિપર્ણ રાજાને કહી કુબડ પાસે સૂર્યપાક રસોઈ

'દૂત એક જ દિવસ દધિપર્ણ રાજાને ત્યાં વહેલો પહોંચ્યો. આમંત્રણ વાંચી રાજા હરખાયો. દમયંતીને ફરી પરણી શકાશે એ વિચારે તે ખુશ થયો. પણ સ્વયંવરનો દિવસ કાલે હતો અને એક દિવસમાં કુંદિનપુર પહોંચવું મુશ્કેલ હતું એ વિચારે મૂંઝાયો.

'પાસે જ એક કદરૂપો માણસ ઊભો હતો. તેણે કંકોત્રી વાંચી અને વિચારમાં પડયો: શું દમયંતી મારા જીવતાં ફરી વખત પરણવાની છે? તેને માટે સ્વયંવર પણ રચાયો છે! લાવને ત્યારે હું પણ ત્યાં જઉં અને દમયંતીના સ્વયંવરને નિહાળું તો ખરો.

'આથી તેણે દધિપર્ણ રાજાની મુઝવણ દૂર કરતાં કહ્યું: મહારાજ હું થોડી થોડી અશ્વવિદ્યા જાણું છું. અને જો આપની ત્યાં જવાની ઇચ્છા હોય તો આજને આજ તમને ત્યાં પહોંચાડી શકું તેમ છું.

'આ કદરૂપો માણસ તે નળરાજા હતો. દમયંતીથી વિખૂટા પડયા પછી તે આગળ ને આગળ વધ્યો. ત્યાં દૂર તેણે દવ લાગેલો જોયો. તેની અંદર નાગ દેશનો કોઇ એક જીવ સપડાયો હતો. અને મદદ માટે બૂમ પાડી રહ્યો હતો. તેને નળરાજાએ બચાવ્યો. આથી તે પ્રસન્ન થયો અને પોતાની પાસેનો પોશાક નળરાજાને આપ્યો; જે પહેરતાં નળનો એવો કદરૂપો દેખાવ થઈ જાય કે કોઇ તેને ઓળખી શકે નહિ.

'અંતરાય કર્મ દૂર થયું. તેમને જે દુઃખ વેઠવાના હતાઃ જે કર્મ ભોગવવા હતા તે ભોગવાઈ ગયા. હવે પુણ્ય, કર્મનો ઉદય થયો.

'કુબડ બોલ્યો : દેવી ! દેવી ! શોક ન કરો. હું નળરાજા પોતે જ છું.'

'તરત કુબડે નાગલોકના માનવીએ આપેલ પોશાક કાઢી નાખ્યો. આખો ઓરડો તેજના અંબારથી ભરાઈ ગયો. નળરાજા તેના મૂળ સ્વરૂપમાં પ્રકટ થયા.

દમયંતી આ જોતાં ગાંડી થઇ. નળરાજાને ભેટી પડી.

''ભીમરાજાને ખબર પડતાં તે ઉઘાડા પગે દોડી આવ્યો.

'દધિપર્ણ રાજાને કુબડ એ નળરાજા છે એ જાણ થતાં તેણે નળરાજાની માફી માગી. પોતાને ત્યાં નોકર તરીકે તેને રાખવા બદલ શોક કર્યો.

'કુંડિનપુરમાં સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો.

'નળરાજાના ભાઈ કુબેરને આ વાતની ખબર પડતાં તે પણ દોડતો આવ્યો. મોટા ભાઈને વનવાસ દીધા બદલ તેણે પશ્ચાત્તાપ કર્યો. રાજગાદી નળરાજાને સોંપી.

'નળરાજા મહારાજા થયા. દમયંતી મહારાણી થઈ.

'કેટલાક વર્ષ સુધી રાજા તથા રાણીએ પ્રજાને પુત્ર સમ પાળી રાજ્ય કર્યું. તેના વખતમાં પ્રજા સુખી થઇ, રાજની આબાદી થઇ, શત્રુઓ ઓછા થયા.

'વૃદ્ધાવસ્થાએ પહોંચતાં રાજગાદી પુત્ર પુષ્કરને સોંપી માતપિતા દમયંતી ને નળે દીક્ષા લીધી. મારો-કર્મનો સામનો કરવાનો નિશ્ચય કર્યો.

તૈયાર કરાવાઈ જે ચાખતાં જ દમયંતીને થયું કે તે નળરાજા જ છે. પરંતુ જાહેર શી રીતે થાય ! આથી કુબડને એકાંતમાં બોલાવવામાં આવ્યો. દમયંતીએ તેની એકાંતમાં પરીક્ષા કરવાનો વિચાર કર્યો.

'કુબડને જોતાં 'નળરાજાની કલ્પના ઠરી જાય. મોટા વાળ ને દાઢીવાળો કુબડ નળરાજા સંભવે શી રીતે ? છતાં દમયંતીને શ્રદ્ધા હતી.

'એકાંતમાં કુબડ મળતાં જ દમયંતિએ કહ્યું: હે નળરાજા! મને ચોક્કસ જણાય છે કે આપ નળરાજા છો. તેથી આપ આપનું પહેલાંનું રૂપ પ્રકટ કરી સર્વને આનંદિત કરો.

'દેવી ! હું નળરાજા નથી. એ તો વનમાં રખડતા હશે. હું તો તેમનો રસોઈઓ છું.

'આપની એ વાત વાત સાચી ન હોય. અમે કદી રસોઇઓ રાખેલ નથી અને નળરાજા સિવાય બીજું કોઈ સૂર્યપાક રસોઇ જાણતું પણ નથી. તેથી હું ચોક્કસ કહું છું કે આપ જ નળદેવ છો, તો આપનું રૂપ પ્રકટ કરો.

'દેવી ! આપની સમજણમાં જ કાંઇ ફેર લાગે છે. નળરાજા જેવું મારાથી કેમ થવાય ? આપ 'નળ નળનું' રટણ કરો છો તેથી જ તમને ખોટો વહેમ આવ્યો લાગે છે. રકઝક ઘણી ચાલી, પણ કુબડ માન્યો નહિ કે પોતે નળરાજા છે. આથી દમયંતીને ઘણો શોક થયો. તેને ખૂબ આઘાત થયો અને આંખમાંથી આંસુની ધારા નીકળી. દમયંતીને રોતી જોઇ કુબડનું પતિ હૃદય ઊછળ્યું. તે આગળ વધ્યો ને દમયંતીનો હાથ પકડયો.

# પુષ્પચુલા

## [ ૧ ]

'મારા રાજ્યના પ્રજાજનો ! આજની સભામાં મારે એક વસ્તુનો નિર્ણય કરવાનો છે. તેમાં મારે તમારી સંમતિ જોઈએ છીએ !'

ગંગા નદીને તીરે આવેલ પુષ્પભદ્ર નામના નગરમાં પુષ્પકેતુ નામનો રાજા રાજ કરતો હતો. તેણે એક વસ્તુનો નિર્ણય કરવા માટે રાજસભા બોલાવી હતી. તેમાં પ્રજાજનોને આમંત્ર્યા હતા. એ વાતનો નિવેડો આજે જ લાવવાનો હતો. પુષ્પકેતુ બોલ્યોઃ

'આખા રાજ્યની વસ્તુ પર રાજાનો અધિકાર ખરો કે નહિ ? જો અધિકાર હોય તો એ બધી વસ્તુઓનો રાજા પોતાની ઇચ્છા મુજબ ઉપયોગ કરી શકે નહિ ? અને તેમાંય રાજાની પોતાની જ વસ્તુ હોય તો તેનો ધારે તેમ સંયોગ કરી શકે કે નહિ ?'

'આપ નામદાર આપની ઇચ્છા મુજબ તેનો સંયોગ, વિયોગ કે ઉપયોગ કરી શકો.' એ સર્વનો જવાબ હતો.

રાજા આગળ બોલ્યોઃ

'દમયંતીએ જેમ વનના દુઃખો શાંતિથી વેઠયા હતા, પતિનો વિયોગ શાંતિથી સહ્યો હતો, તેમ મેં જે જે દુઃખ નાખ્યા, મારાથી જે જે દુઃખો ઉત્પન્ન થયા તે શાંતિથી સહન કર્યા.

'શાંતિ વડે, અહિંસા રૂપી હથિયાર વડે મારો તેણે નાશ કર્યો. દમયંતીનો વિજય થયો. તેના આત્માનો વિજય થયો.

'તેણે મહિલાઓને બતાવ્યું કે કોઈપણ સ્ત્રી આદર્શ સ્ત્રી તરીકે જીવન ગાળી શકે છે. કોઈપણ સ્ત્રી કર્મનો—મારો સામનો કરી શકે છે.

'દુઃખમાં પણ ધીરજ ન તજનારી, દુઃખ પડવા છતાં અપૂર્વ શ્રદ્ધાવાળી, સત્યપંથે ચાલી સત્ય ને અહિંસાને આચરણમાં મૂકનારી દમયંતીને વંદન હો !'

ફેલાશે. માટે આપ મારું કહ્યું માની એ પાપી વિચારને માંડી વાળો.'

પણ રાજાએ માન્યું નહિ. તે તો પોતાને પ્રજાપતિ ધારતો હતો. પોતે કરવા ધારે તે જ પ્રમાણે કરી શકે એમ તેનું માનવું હતું એટલે પ્રજાના ગણગણાટને માન્યા વગર, રાણીની વિનંતિને ધ્યાનમાં લીધા વગર કે પુષ્પચુલની રજા વગર તેણે પુષ્પચુલા ને પુષ્પચુલનો, પુત્રને પુત્રીનો, ભાઈ બહેનનો વિવાહ કર્યો. પુષ્પચુલા ને પુષ્પચુલ ભાઈબહેન મટી સંસારની દૃષ્ટિએ પતિ પત્ની બન્યા.

[ ૨ ]

પરણ્યાની પહેલી રાત હતી.

પુષ્પચુલા પોતાના ભાઈની રાહ જોઈ બેઠી હતી.

પુષ્પચુલ આવ્યો અને બારણામાં પ્રવેશતાં જ બોલ્યો:

'બહેન! અરે, ના, ના. પ્રિયે!....'

'ભાઈ! ભાઈ! એ શું બોલ્યા?'

'કેમ? હવે આપણા ભાઈ બહેનનો સંબંધ મટી ગયો.'

'શી રીતે? આપણે એક જ માના કોઠામાં આળોટેલ ખરા કે નહિ? એ સંબંધ તો નથી મટી ગયો ને?'

'એટલે?'

'એટલે એ કે હું તમારી બહેન છું. તમે મારા ભાઈ છો.'

'પણ આપણે પરણ્યા ને!'

'જો એમ હોય તો હું મારા પુત્ર પુષ્પચુલ ને પુત્રી પુષ્પચુલાને–જેને તમે ભાઇ બહેન તરીકે ગણો છો તેમને પતિ પત્નીના સંબંધથી જોડવા માગું છું. તેનું કારણ એટલું જ કે બાળપણથી જ તેમને ભારે સ્નેહ છે. તેઓ કદી છૂટા પડતા નથી. વળી એક બીજા વગર કોઈને ચેન પડતું નથી. હવે તેમને છૂટા પાડું તો મને લાગે છે કે એકના વિયોગે બીજો જીવ આપશે. તો તેમને–મારા રત્નોને પતિ પત્નીના સંબંધથી જોડું તેમાં પ્રજાને કાંઇ વાંધો છે ખરો?'

પ્રજાજનો એક બીજા સામે જોવા લાગ્યા. કોઇ એક શબ્દ પણ બોલ્યું નહિ. એટલે રાજાએ આગળ ચલાવ્યું:

'પ્રજાજનો! એમાં વધારે વિચાર નથી કરવાનો. ઋષભદેવના સમય પહેલાંનો સમય વિચારી લો. આપણા શાસ્ત્રમાં આવતી યુગલીયાઓની વાત સાંભળો. તેમાં એક જ માને પેટે સાથે અવતરતાં ભાઇ બહેન મોટા થતાં પરણે છે. તેઓ સાથે જન્મે છે, મરે છે. તેમ હુંય મારા પુત્ર પુત્રીને સાથે જ પરણાવવા માગું છું. તો તેમાં તમે સંમતિ આપશો.'

છતાં કોઇ કાંઇ બોલ્યું નહિ આપને યોગ્ય લાગે તે ઠીક' એવો જવાબ રાજાને ખોટું ન લાગે તે માટે દઈને પ્રજાના આગેવાનો વિખરાઈ ગયા.

જ્યારે પુષ્પાવતીને–રાજાની રાણીને આ વાતની ખબર પડી ત્યારે તે દોડતી આવી ને રાજાને કહ્યું:

'મહારાજ! કદી ભાઈ બહેન પરણે તેમ સાંભળ્યું છે? આપને ધર્મની વિરુદ્ધ જવું શોભતું નથી. આ કાર્યથી આપની જેટલી કીર્તિ છે તેટલી ભૂંસાઇ જઈ અપકીર્તિ

રહેવાનો વિચાર જણાવ્યો. એટલે પુષ્પચુલે બહેનને-દીક્ષા લેવાની રજા આપી.

સુખ સાહ્યબી બધું પોતાની આસપાસ પથરાયેલું હોવા છતાં તેનો જરા પણ મોહ રાખ્યા વગર વૃદ્ધ આચાર્ય અન્નિકાપુત્રની યોગ્ય સેવા કરવાનું પુષ્પચુલાએ શરૂ કર્યું.

વૃદ્ધ આચાર્ય કે જેઓ ચાલવાને પણ અશક્ત હતા તેમને માટે તથા પોતાને માટે અચિત્ત ખોરાક, પાણી, વગેરે લાવવાનું, નિયમિત આત્મચિંતન વગેરે તેનું દૈનિક કાર્ય હતું.

ધીમે ધીમે પોતાના ભાઇ પર તેને જેટલો સ્નેહ હતો તેટલો જ સ્નેહ જગતના સર્વ જીવ સાથે થયો. તેનું મન સત્ય અને અહિંસાના મૂળને પામી શક્યું. તેના આત્માનો વિજય થયો.

છતાં વૃદ્ધ ગુરુની પોતાને જ્ઞાન થવા છતાં સુશ્રુષા ન છોડી. આત્મચિંતનને ન છોડયું. શ્રાવિકાઓને સાચું જ્ઞાન આપવાનું ન છોડયું. ઊલટું તે તેમાં વધારે તલ્લીન થઈ, મળેલ જ્ઞાનની પ્રભાવના શરૂ કરી.

પણ ગુરુને હજી સુધી ખબર નથી કે શિષ્યને જ્ઞાન થયું છે, શિષ્ય પોતાના કરતાં સવાયો થયો છે અને જ્ઞાની માણસ કદી પોતાના જ્ઞાનની વડાઇ કરે ખરો ? એટલે પુષ્પચુલા જ્ઞાની થવા છતાં, ગુરુની સેવા વધારે નમ્ર થઇને કર્યે જાય છે.

એક વખત ચોમાસામાં તે વહોરવા જાય છે. એટલે ગુરુ પૂછે છે!

'પરણ્યા એટલે શું? મારું હૃદય ભાઈને અર્પણ કરી કરી ચૂકી એટલું જ. ભાઈનું હૃદય હું મેળવી શકી એટલું જ, શરીરસુખને હું પરણવું નથી માનતી.'

'અરે તું શું બોલી રહી છે?'

'હું જે બોલી રહી છું તે ખરું જ બોલું છું. ભલે દુનિયા એમ કહે કે આપણે પરણ્યા છીએ. પણ આપણે તો ભાઈ બહેન છીએ અને ભાઈ બહેન રહેવાના. હૃદય કોઈ બીજાને અર્પણ કરવું પડત તે તમને અર્પણ કર્યું.'

પુષ્પચુલ તો આ સાંભળી છક્ થયો. પણ પુષ્પચુલાએ તેને સમજાવ્યો. પુષ્પચુલનું હૃદય પણ ફરી ગયું. બન્ને ભાઈ બહેન તરીકે નિર્દોષ રહ્યા.

છતાં સંસારે તેમને પતિ પત્ની તરીકે જ ગણ્યા.

પુષ્પકેતુ રાજા મરણ પામ્યો. પુષ્પાવતી રાણી મરણ પામી. પુષ્પચુલ રાજા થયો ને પુષ્પચુલા મહારાણી થઈ. ભાઈ બહેન રાજા રાણી થયા.

એક વખત આચાર્ય અન્નિકાપુત્ર પધાર્યા. તેમના ઉપદેશથી પુષ્પચુલાને દીક્ષા લેવાનું મન થયું. તેણે પોતાના ભાઇની રજા માગી. ત્યારે પુષ્પચુલે કહ્યું.

'બહેન! તમને દીક્ષા લેવાની રજા આપું પણ તમે અહીંથી જતા રહો એ મને ગમે નહિ. તેથી જો અહીં જ રહેવાનું વચન આપો તો તમને દીક્ષા લેવાની રજા આપું.'

બહેને આચાર્યને પૂછી જોયું. આચાર્ય પણ વૃદ્ધ હતા. તેમણે ય એક સ્થળે રહેવાનો વિચાર કરી પોતે ત્યાં જ

# પ્રભાવતી

'ભાઈ ! આ જમીનની વચ્ચે થોડે થોડે દૂર પથ્થર કેમ નાખ્યા હશે, ?'

'આપણે બીજા રાજની હદમાં પ્રવેશ કર્યો તે બતાવવા. હવે અહીંથી વિતભય નગરના રાજા ઉદયનનું રાજ શરૂ થાય છે. એટલા પથ્થરને ખૂંટી કહેવામાં આવે છે. અને ત્યાંસુધી ઉદયન રાજાની આણ વર્તે છે.'

'ઉદયન રાજાએ તો દીક્ષા લીધી હતી ને !'

'હા ! શ્રમણ ભગવાન મહાવીર જે અત્યારે એક સ્થળેથી બીજે સ્થળે વિચરી સત્ય ને અહિંસાનો બોધ દઇ રહ્યા છે; તેમના પ્રભાવથી તેમજ ઉપદેશથી ઉદયન રાજાને સંસાર પરથી મોહ ઊઠી ગયો હતો. તેમણે પોતાના ભાણેજને ગાદી આપી દીક્ષા લીધી હતી. હવે તો તે મોટા મુનિરાજ થયા છે. કેમ ! તેમને મેં તને નહોતા બતાવ્યા ? એ મહાન રાજા હતા. તેમને ત્યાં કોઈ વાતની મણા ન હતી. હજારો

'તમે વરસાદમાં વહોરવા જાઓ છો એ ઠીક નથી.

એટલે પુષ્પચુલા અચાનક જવાબ આપી દે છે:

'ગુરુદેવ! અચિત્ત પાણી પર જ પગ મૂકીને હું ચાલું છું.'

'તમને શાથી ખબર છે કે અમુક જગ્યાએ અચિત્ત પાણી છે?'

'ગુરુની કૃપાથી?'

આચાર્ય અગ્નિકાપુત્ર સમજ્યા કે પુષ્પચુલાને સર્વજ્ઞાન–કેવળજ્ઞાન થયું છે. એટલે તરત તેમણે પોતે મોટા છતાં યને વંદન કર્યાં.

બહેન પુષ્પચુલાને અમારા ય વંદન હો!

'યોગ્ય ઉમરની થતાં ઉદયન રાજા વેરે તેને પરણાવવામાં આવી. ઉદયન રાજાય બાહોશ માણસ હતા. લગ્ન ભારે ધામધૂમથી થયા. મહિના સુધી તેને માટે ઉત્સવ ચાલ્યો. ગરીબ ગુરબાંને સંતોષવામાં આવ્યા. રાજ આખાયે લગ્ન મહોત્સવ આનંદથી કર્યો.'

'પ્રભાવતીના આવ્યા પછી ઉદયન રાજાના માન વધ્યા ને કીર્તિ વધી. પ્રભાવતીને નાનપણથી જ અહિંસા, સત્ય, દયા, વગેરેનું શિક્ષણ મળ્યું હતું, એટલે સાસરે આવ્યા પછીય તેણે તે કાર્યને આગળ ધપાવ્યું.'

'સત્ય, ને અહિંસાનો વધારે ફેલાવો થાય એ માટે તેણે પાઠશાળાઓ સ્થાપી. એ જાતનો શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો. વ્યાવહારિક ને ધાર્મિક બન્ને જાતનું શિક્ષણ મેળવવા માટે લોકોને સગવડ કરી આપી. એ માટે મકાન બંધાવ્યા. મોટા ઉપાશ્રયો કરાવ્યા.'

'એક વખત તેમના રાજ્યમાં એક વહાણવટી આવ્યો. જાત જાતની ચીજ લાવ્યો. એકે એક ચીજને જોઈ રાજા આશ્ચર્ય પામ્યા. પાસે પ્રભાવતી ઊભા હતા એટલે રાજાએ તેમને જે ચીજ ગમે તે લેવાનું કહ્યું.'

'પ્રભાવતીએ તે દરેક ચીજ જોઈ પણ એકે પસંદ ન પડી. તેમનું ધ્યાન એક ચીજ ઉપર ચોંટી ગયું હતું અને તે ચીજ હતી પ્રભુની મૂર્તિ; શાંત ને સમાધિસ્થ. પ્રભાવતીએ બધી ચીજો ફેંદીને એ ચીજની માંગણી કરી.'

માણુસો તેમની આજ્ઞા ઉઠાવવા તૈયાર રહેતા. પણ ભગવાન મહાવીરની વાણી સાંભળી એક ક્ષણમાં જ તેમને વૈરાગ્ય થયો. રાજને છોડી મુંડ થયાં. અને હવે તો કઠોર તપશ્ચર્યા કરી રાજર્ષિ થયા છે.'

'ભાઈ ! આમ બધા દીક્ષા શું કામ લેતા હશે ? પછી એમનાં બૈરાં છોકરાં શું કરે ?'

'શું કરે કેમ ? ઉદયન રાજાની રાણીને તે કયાં જોઈ છે. એ તો રાજા કરતાંય ચડી જાય. એય છે તો રાજાના કુંવરી. પણ અત્યારે સતી શિરોમણી અને સાધ્વીઓમાં અગ્રણી છે. એમની વાત નથી સાંભળી ?'

'ના તમે કહો ને !'

પિતા પુત્ર વાતે ચડ્યા અને વિતભયનગર તરફ આગળ વધવા લાગ્યા.

પુત્રે જ શરૂઆત કરી :

'ભાઈ પહેલેથી વાત કહેજો હો !'

'પહેલેથી તો મને યાદ નથી. લોકોને મોઢેથી બે ત્રણ વાતો સાંભળેલી એ યાદ છે. બાકી તો હું કાંઈ જાણતો નથી !'

'તમે જે સાંભળી હોય તે કહેજો.'

'સાંભળ ત્યારે. પ્રભાવતી એ ચેટક રાજાની પુત્રી થાય. પિતાએ પુત્રીને યોગ્ય કેળવણી આપી હતી પણ પ્રભાવતીને વધારે મોહ તો સંગીત પર હતો. તે નાની હતી ત્યારથી જ સંગીત માટેની તેની કીર્તિ ચારે બાજુ ફેલાઈ હતી.'

'અને જો, આ શાળા, કહો કે ઉપાશ્રયમાં કેટલાંયને સત્ય અને અહિંસાનો પાઠ શીખવાડાય છે. જ્ઞાનની લાણી અહીંથી થાય છે. કોઈપણ ધર્મી અહીં આવી શિક્ષણ મેળવી શકે છે. એ શાળા પણ તેમણે જ બંધાવેલી.'

તેઓ આગળ વધ્યા અને એક મોટું દેરાસર આવ્યું એટલે પિતા બોલ્યાઃ

'આ મોટું દેરાસર એમણે જ બંધાવેલું. આ પાસેની કન્યાશાળામાં તે પોતે વ્યાવહારિક, ધાર્મિક અને સાંસારિક શિક્ષણ આપતા. વિતભય નગરની પ્રજાને અંધકાર રૂપી અજ્ઞાનમાંથી જ્ઞાન રૂપી અજવાળામાં લઈ જવામાં પ્રભાવતી દેવીનો ફાળો કાંઈ નાનો નથી.'

'દીક્ષા લીધાં પહેલાં તેમનો સવારનો સમય પ્રભુ-પૂજામાં, બપોરનો સમય શિક્ષણ દેવામાં, સાંજનો સમય પતિસેવા અને કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં-પ્રતિક્રમણ કરવામાં જતો. વિતભય નગર અને વિતભય નગરની પ્રજા તેમને લીધે શોભી રહી હતી. રાજા ઉદયનનું અંતઃપુર તેમના લીધે શોભી રહ્યું હતું.'

ચાલતાં ચાલતાં તેઓ રાજમહેલની પાસે થઈને નીકળ્યા. પિતાની નજર રાજમહેલ પર પડી એટલે એકદમ બોલી ઊઠયાઃ

'બેટા! આમ ઊંચે જો. પેલી બારી દેખાય છે તે પ્રભાવતીની ખાસ બેઠકની બારી. એ બારીવાળા ઓરડામાં પ્રભાવતીએ પસંદ કરેલ મૂર્તિની સ્થાપના થયેલ. જે કોઈને એ દેવીના દર્શન કરવા હોય તે અહીં ઊભા રહી કરી શકતા.

'વહાણવટીએ રાજી થઇને પ્રભુની પ્રતિમા આપી. પ્રભાવતીએ તે પ્રતિમાની પોતાના રાજમહેલમાં જ સ્થાપના કરી. હંમેશાં તે તેની પૂજા કરતા. કેટલીક વખત તો તે પ્રભુની પાસે સંગીત અને નૃત્ય કરવામાં તલ્લીન થઇ જતાં.'

'થોડાક વખત પહેલાં તે પૂર્ણ ભાવથી નૃત્ય કરતા હતા. મૂર્તિ સામે જ નજર ચોટી રહી હતી. અને તે પણ મૂર્તિમય થઈ ગયાં હતા તે વખતે તેમનું ધ્યાન પોતાના મસ્તક તરફ ગયું. પણ તે ન દેખાતાં તેમને લાગ્યું કે હવે મૃત્યુ નજીક છે. આથી સંસાર પરથી તેમનું મન ઊઠી ગયું. મોટા આડંબર સાથે તેમણે દીક્ષા લીધી.'

'શ્રમણ ભગવાન મહાવીરે બતાવેલ રસ્તે ચાલવું શરૂ કર્યું. પાંચ ઇન્દ્રિયના વિષયને જીતી લીધા. મનને તાબે કર્યું. વચન પર વિજય મેળવ્યો અને કાયાને વશ કરી. એક પણ કાર્ય ઉપયોગ વગર ન થાય. સર્વ જીવને પોતાના સમાન ગણી સમભાવ કેળવ્યો. અને ધીમે ધીમે આત્મસુખ મેળવવા લાગ્યા.'

'એ સાધ્વી–મહારાણી પ્રભાવતીના સંસારાવસ્થાના પતિ ઉદયનની આ ભૂમિ છે. અને આપણે જે શહેરમાં પ્રવેશ કરીએ છીએ તે રાજાની રાજધાની છે'

શહેરમાં પેસતાં મોટા મોટા મકાનોની હારની હાર શરૂ થઇ અને મુખ્ય બજારમાં આવી પહોંચ્યા એટલે પિતાએ ફરી વખત કહ્યું:

'ભાઇ! જો આ પાઠશાળા પ્રભાવતીએ બંધાવેલી.'

# કૌશલ્યા

કુશસ્થળ નામે નગરી હતી. ત્યાં સુકોશળ નામે રાજા હતો અને અમૃતપ્રભા નામે રાણી હતી. તેમને અપરાજિતા નામની કન્યા હતી. ગુણ રૂપમાં તે અપરાજિત હતી, સર્વે કળામાં કુશળ હતી, તેનું લાડકોડવાળું નામ કૌશલ્યા હતું.

તે વખતે અયોધ્યા નગરીમાં દશરથ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે એકે એક રાજ જીતી લઇ પોતાના રાજમાં વધારો કરતો હતો. તેણે કુશળસ્થળ પર સ્વારી કરી. અને તેને જીતી લીધું. પણ જીતથી કુશસ્થળ અને અયોધ્યાનો સંબંધ ગાઢો થયો. કારણ કે સુકોશળ રાજાએ પોતાની પુત્રી અપરાજિતાને દશરથ વેરે પરણાવી.

પરણીને સાસરે આવ્યા પછી કૌશલ્યાનું માન વધતું ગયું. તે પટરાણી થઈ.

દશરથ રાજાને બીજી ત્રણ રાણીઓ હતી, પરંતુ તેમાં વધારે માનપાન કૌશલ્યાનું હતું.

આજે તો તેમણે દીક્ષા લીધી છે, મહા વિટંબણા રૂપ સંસાર સાગરને તરવા ધર્મ રૂપી નાવનું શરણ લઈ તેઓ તે સાગરને તરી જવા યત્ન કરી રહ્યા છે, એટલે તેમના ચરણરજથી પવિત્ર થયેલ આ મહાલયને નમસ્કાર કર.'

'પિતાજી! એક અબળા થઈને પોતાની પ્રભા વડે પ્રજાને આંજનાર પ્રભાવતી દેવીને મારા વંદન હો!' કહી પુત્રે ભાવથી નમસ્કાર કર્યા.

નીકળ્યા. પ્રજાએ શોકભર્યા નયનોએ રજા આપી. પિતા દશરથે રડતા હૃદયે આજ્ઞા આપી ને કૌશલ્યાએ તેમની રક્ષા ઇચ્છી.

રામ દણ્ડકારણ્યમાં રહ્યા. સીતાનું રાવણે હરણ કર્યું. રામ રાવણને યુદ્ધ થયું. રાવણ મરાયો ને રામની જીત થઇ. સીતા છૂટા થયા. સર્વેએ આનંદથી અયોધ્યામાં પ્રવેશ કર્યો.

કૌશલ્યા માતાએ રામને વનવાટે જતા જોયા. પ્રજાને તેમને વળાવતા જોઇ અને પુનઃતેમને સત્કારતા પણ જોયા.

રામે રાજ્ય સંભાળ્યું. સીતા મહારાણી થયા. પણ દૈવસંયોગે સીતાને ફરી વનવાસ વેઠવો પડ્યો. ત્યાં લવ ને કુશનો જન્મ થયો.

એક વખત સીતાએ લવ અને કુશને પોતાની સર્વ હકીકત કહી. પુત્રો પિતા સામે લડવા આવ્યા લવ અને કુશથી રામને સીતાની યાદ આવી. સીતાને તેડાવ્યાં, તેમનો મેળાપ થયો. પણ તે વખતે શાંતિ મેળવવા માટે, આત્મસુખ મેળવવા માટે તેમણે દીક્ષા લીધી.

આ બધું કૌશલ્યાએ પોતાની નજરોનજર નિહાળ્યું. સંસારના તેમણે સર્વ રંગ જોયા. સુખ દુઃખની છાંયડી જોઇ, પતિ સુખ જોયું, પુત્ર વિયોગનું દુઃખ સહન કર્યું, રાજમાતા પણ થયા પરન્તુ તેમને ક્યાંય શાંતિ ન મળી. ન શાંતિ મળી મહારાણી થઇને કે રાજમાતા થઇને. ન શાંતિ મળી રાજ્યવૈભવમાં કે પુત્રના રાજમાં.

થોડા વખત પછી દશરથ રાજાને ત્યાં પારણું બંધાયું. રામનો જન્મ થયો.

રામ મોટો થતાં તેને યોગ્ય શિક્ષણ અપાયું. સીતાના સ્વયંવરમાં તેનો વિજય થયો. સીતા સાથે તેના લગ્ન થયા અને વૃદ્ધાવસ્થાએ પહોંચેલા દશરથ રાજાએ તેને રાજ્ય આપવાનો વિચાર કર્યો.

તે વખતે કૈકેયી, દશરથ રાજાની પત્ની વચ્ચે પડી. પોતાને આપેલ વરદાન માગ્યું.

'ભરતને રાજગાદી મળે: ને રામને વનવાસ મળે !'

રામને આ ખબર પડતાં તે વનમાં જવા તૈયાર થયા. સર્વ કોઇની રજા લઇ તે માતા કૌશલ્યા પાસે આવ્યા.

પુત્રને અયોધ્યાનું રાજ મળશે, પોતે રાજમાતા થશે, એ વિચારે કૌશલ્યા આનંદમાં મગ્ન હતા, તે વખતે રામે કહ્યું:

'માતાજી ! માતાજી મને રાજ મળ્યું. !'

'હા બેટા ! તને અયોધ્યાનું રાજ મળ્યું. !'

'ના, ના, માતાજી !'

'કેમ, અયોધ્યાનું નહિ ?'

'ના.'

'ત્યારે !'

'વનનું; અરણ્યનું !'

'એટલે !'

રામે બધી વાત રહી. કૌશલ્યાને મૂર્છા આવી, કળ વળતાં તેમણે કલ્પાંત શરૂ કર્યો. પણ રામે તેને સમજાવ્યા.

એ પછી તો રામ, સીતા, લક્ષ્મણ ત્રણે જણ વનવાટે

# પદ્માવતી

[ ૧ ]

ચંપાપુરીના રાજમાર્ગ પર લોક માતું નથી. ધક્કા મુક્કી થઈ રહી છે. રાજ્યના સિપાઈઓ અને અમલદારો લોકસમુદાયને વ્યવસ્થિત કરી રહ્યા છે. રાજમાર્ગ પર બન્ને બાજુએ લોકોની ઠઠ જામી છે.

આજે દધિવાહન રાજાની સવારી નીકળવાની છે, જેમાં દધિવાહન રાજાએ છત્ર ધર્યું હશે. રાણી પદ્માવતી અંબાડીમાં બેઠેલ હશે. રાણીએ રાજાનો પોષાક પહેર્યો હશે.

થોડી વારમાં સવારી નીકળી, પાછળ હાથી હતો. હાથી પર સોનાની અંબાડી હતી. અંબાડીમાં રાજા ને રાણી બેઠા હતા. રાજાએ છત્ર ધર્યું હતું. રાણી રાજાના પોષાકમાં બેઠી હતી.

પદ્માવતી એ દધિવાહન રાજાની પત્ની હતી. શિક્ષિત ને કેળવાયેલ હતી. ચેટક રાજાની પુત્રી હતી. રૂપ અને ગુણનો ખજાનો હતી.

પદ્માવતી સગર્ભા થઈ. તેને તે વખતે એક ઈચ્છા થઈ.

એ શાંતિ મેળવવા માટે તેમણે સંસારનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. જ્યાં બાહ્ય ઉપાધિઓ આવીને વળગે છે એવા સંસારને છોડી દીક્ષિત થવા ઇચ્છ્યું.

અને સર્વ કોઇની રજા લઇને, પુત્રની પરવાનગી લઇને તેઓ મુંડ થયા. આત્માને ઓળખવા ભેખધારી થયા. રસેન્દ્રિય, શ્રવણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને સ્પર્શેન્દ્રિયના વિષયોને જીતવા ખાતર તેઓ સાધ્વી થયા.

સાધ્વી કૌશલ્યાને વંદન હો !

રાજારાણી દૂર ને દૂર ઝાંખરીમાં હતાં. તેઓ ઘોર જંગલમાં પોતાને એકલા જોઈ વધારે ગભરાયાં.

રસ્તામાં બે રાજા અને રાણી હતાં. જંગલમાં કોઈ તેને રાજા કે રાણી જાણનાર નહોતું. વનચર પણ તેને જોતાં જ ફાડી ખાય! કોઈ નહોતું ત્યાં 'ખમા ખમા કરનાર!'

હાથી તો ઝાડ ને પાંદડાં, છોડ ને વેલા બધાને ચગદતો ચગદતો આગળ દોડ્યે જ જતો હતો.

રાજાએ તે વખતે રાણીને કહ્યું: 'પદ્માવતી! આગે દૂર દેખાય તે વડ નીચે થઈ આ હાથી પસાર થશે. માટે જો તારામાં હિંમત હોય તો તે વખતે હું તું બન્ને તેની વડવાઈ બરાબર ઝાલી લટકી રહીએ અને હાથીના દૂર ગયા પછી નીચે ઊતરીએ તો આમાંથી છૂટકારો થાય!'

'ખુશીથી, હું પણ વડવાઈ ઝાલી લઈશ.' રાણીએ જવાબ આપ્યો.

એવામાં વડ આવ્યો. એટલે રાજા બોલ્યો: 'પદ્માવતી, વડવાઈ બરાબર પકડી લેજો!'

'બરાબર, ભૂલ નહિ થાય.'

અને જેવો હાથી વડ નીચેથી પસાર થયો કે તરત રાજા ને રાણીએ વડવાઈ પકડવાને હાથ લંબાવ્યા.

પણ રાજાના હાથમાં વડવાઈ આવી ગઈ. રાણીના હાથમાં ન આવી. તેની ધારેલ વડવાઈનો છેડો હાથમાં આવ્યો ને સરકી ગયો.

રાજા લટક્યો અને રાણી હાથીની પીઠ પર રહી. દધિવાહને તે જોયું. પણ ઉપાય કશો નહોતો.

'હું રાજાનો પોષાક પહેરું. હાથી પર બેસું, રાજા મને છત્ર ધરે. અને પછી વનમાં જઇ વનક્રીડા કરું.'

પોતાની ઇચ્છા લજ્જાથી રાજાને ન જણાવી શકી. પણ ઇચ્છા પ્રબળ હતી. એટલે એ વિચારમાં ને વિચારમાં તેનું શરીર ઘસાવા લાગ્યું.

એક વખત રાજાએ તેને પૂછયું:

'રાણી ! તું દુબળી કેમ પડતી જાય છે ?'

રાણીએ પહેલાં તો કાંઈ જવાબ ન આપ્યો. પણ દધિવાહન રાજાએ આગ્રહ કરતાં રાણીએ પોતાનો દોહદ કહ્યો.

રાજાને દોહદ જાણી આનંદ થયો. મહાન પુત્રનો પોતે પિતા થશે એવું તેણે રાણીના દોહદ પરથી અનુમાન કર્યું.

તેથી તેણે પૂર ઠાઠમાં સવારી કઢાવી.

લોકોએ શહેર શણગાર્યું, અને પદ્માવતીની સવારી નીકળી.

શહેર વટાવી હાથીએ વનમાં પ્રવેશ કર્યો. આખું ય વન લીલું કુંજાર હતું. નાના પક્ષીઓ ગાન કરતાં હતાં. કોયલનો ટહૂકાર વાતાવરણમાં મધુરતા ફેલાવતો હતો. અચાનક ત્યાં વાવાઝોડું શરૂ થયું. પવન જોરથી ફુંકાવા લાગ્યો.

હાથીએ આ જોયું. તેને પોતે રહેલ સ્થળ યાદ આવ્યું. સ્વતંત્રતાની મીઠાશ તેના મગજમાં સ્ફુરી. તે ઉન્નત થયો અને લીલા કુંજાર જેવા વનમાં સ્વતંત્રપણે વિહરવા પૂર વેગે તે આગળ દોડયો.

રાજાએ હાથીને રોકવા ઘણો યત્ન કર્યો. માવત પણ ન ફાવ્યો ને જમીન પર પડયો. હાથી આગળ ને આગળ પૂર વેગે દોડયે જતો હતો.

'ભાઈ! વખાની મારી ભૂલી પડનાર હું એક અબળા છું.'

'પણ આપ અહીં કયાંથી ? કેમ કરતાં ભૂલા પડયાં ?'

પદ્માવતીએ બધી વાત કહી.

તાપસે કહ્યું: 'બહેન! તમે રાજાની રાણી કહેવાઓ. તમારી પાછળ કેટલાય અનુચરો દોડયા હશે ! માટે થાક ખાઈ તમે આ રસ્તે આગળ જાઓ. આગળ જતાં એક શહેર આવશે એટલે ત્યાંથી તમને રાજાનો પત્તો પણ લાગશે.'

રાણીએ શહેરનો રસ્તો લીધો. અને તે શહેરમાં આવી પહોંચી. શહેરની મધ્યમાં એક ઉપાશ્રય જોયો. એટલે તે અંદર ગઈ.

સાધ્વીઓએ તેને અજાણી જાણી પૂછયું: 'બહેન! તું કોણ છે ને કયાંથી આવે છે?'

રાણીએ પોતાનો વૃત્તાંત કહ્યો. એટલે તે સાધ્વીઓએ આ સંસારનો પરિચય આપતાં કહ્યું: 'હે બહેન! આ સંસાર અસાર છે. જે વસ્તુ પહેલા સુખમય લાગતી હોય છે તે જ પછીથી દુઃખમય ભાસે છે. સંસારમાં જણાતું સુખ એ સુખ નથી પણ એક માયાજાળ છે. ખરું સુખ તો આત્માનું સુખ છે. જેણે આત્માના સુખને પ્રાપ્ત કર્યું તેને બધા સુખ તુચ્છ લાગે છે. બહેન! સંસારના સુખની તેં માયા જોઇ? એક વખત તું રાણી હતી આજે રસ્તાની અજાણી મુસાફર છે. એક વખત તારો બોલ ઉઠાવવા સેંકડો

હાથી તો પૂરપાટ દોડયે જતો હતો.

[ ૨ ]

હાથી ખૂબ થાકયો છે. શ્વાસ ચડી ગયો છે. તરસ પણ ખૂબ લાગી છે. એટલે એક મોટા તળાવને કાંઠે આવી તે પાણી પીએ છે.

પદ્માવતી આ લાગ જોઈ માથાપર આવેલ ઝાડની ડાળી પકડી તેના પર ચડી જાય છે.

પાણી પી હાથી પાછો એટલા જ વેગથી આગળ દોડે છે.

છૂટકારાનો એક દમ ખેંચી પદ્માવતી નીચે ઊતરે છે. પોતાનાં કપડાં બદલી નાખે છે.

પણ ચારે બાજુ ઘોર ભયંકર જંગલ દેખાય છે અને વિકરાળ પશુઓના અવાજ સિવાય કશું સંભળાતું નથી.

ફક્ત ભગવાનનું રટણ કરતી તે આગળ વધે છે. અને વનને વીંધવા માટે ઉતાવળી ડગલા ભરે છે.

કયાં રાજમહાલયમાં વસનાર કોમળાંગી પદ્માવતિ અને કયાં કાંટામાં, ઝાડીમાં ઉઘાડે પગે ચાલનાર પદ્માવતિ! કુદરતની કેટલી વિચિત્રતા છે! એક ક્ષણભરમાં રાજા રંક બને છે અને રંક રાજા બની જાય છે.

ચાલતાં ચાલતાં તે એક આશ્રમ જુએ છે. ત્યાં આશ્રય મળશે એમ વિચારી તે ત્યાં જાય છે. તેને જોતાં જ એક તાપસ આશ્રમમાંથી બહાર આવે છે, અને પૂછે છે: 'બહેન! તમે કોણ છો અને કયાંથી આવો છો?'

છે. કોઇને આપવામાં વાત ઉઘાડી પડે તેમ છે. માટે એ બધામાંથી બચવા એક રાત્રે આને કોઇ સુરક્ષિત સ્થળે મૂકી આવો !

આથી એક દિવસ રાત્રિ પડતાં પદ્માવતિએ પોતાના બાળકને લીધો. જૈન ધર્મની નિંદા ન થાય એ ખાતર પોતાના પેટને તે મૂકવા ચાલી. તે માટે સ્મશાનમાં આવી. કોઈ ન જાણે તેમ એક બળતી ચેહના અજવાળામાં દેખાય તેવી રીતે સાચવીને પોતાના બાળકને મૂકી દીધો. અને એક સ્થળે સંતાઈ તેનું શું થાય છે તે જોવા લાગી.

એક બાજુ સંસારનો મોહ ઉતાર્યો હતો. છતાં માતૃસ્નેહ કેટલો પ્રબળ હતો તેનું આ એક દૃષ્ટાંત છે.

થોડીવાર પછી ત્યાં સ્મશાનભૂમિનો રખેવાળ એક ચંડાળ આવ્યો. એક નાના બાળકને ત્યાં પડેલું જોયું. 'કોઇ વિધવા બિધવા મૂકી ગઇ હશે. મારે પુત્ર નથી તેથી મારે પુત્ર થશે.' કહી તેણે તેને સાચવીને લીધો.

ઘેર જઇ તેને પોતાની સ્ત્રીને સોંપ્યો. પદ્માવતી પણ તે ચંડાળની પાછળ પાછળ ગઇ. તેનું ઘર જોઇ લીધું. અને ઘણીવાર કોઇને કોઈ બહાને તે ઘર પાસેથી નીકળી પુત્રનું સુખ જોઇ લેતી.

આ સિવાય તેનું કાર્ય આત્મ સુખ મેળવવાનો પ્રયત્ન હતો. તેમાં તે સ્થિર હતી.

ચંડાળને ત્યાં તે બાળક ઉછરીને મોટો થયો, પણ તેને શરીરે ખુબ ખંજવાળ આવતી, એટલે પોતાના હાથ

સ્ત્રી પુરુષો હાજર હતા, આજે કોઈ નથી. એક વખત તને છત્ર ધરનાર કેટલાય સેવકો હતા, આજે તારે તાઢ તડકો વેઠવો પડે છે. બહેન ! કુદરતની આ લીલા છે, કહો કે માયા છે. માયામાં ફસાનાર માણસ હંમેશાં દુઃખી થાય છે. માટે જો તારે સંપૂર્ણ સુખ મેળવવાની ઇચ્છા હોય તો તું સંસારના મોહનો ત્યાગ કર. અને સંસારને ત્યાગી ફક્ત આત્માનું ધ્યાન ધર.'

પદ્માવતીને ઉપદેશની અસર થઇ. તેણુ ખૂબ વિચાર કરી જોયો અને દીક્ષા લેવાની તૈયારી કરી. સાધ્વીઓએ તે શહેરના ચતુર્વાધ સંઘ સમક્ષ તેને દીક્ષા અપાવી, કારણ કે ચતુર્વિધ સંઘની રજા વગર કોઈ અજાણ્યા માણસને દીક્ષા આપી શકાય જ નહિ.

પદ્માવતીએ સાંસારિક ઉપાધિનો ત્યાગ કર્યો. આત્મ-સુખ મેળવવા તપ આદર્યું—પણ એક વાત છૂપી રાખીને. તે પોતાના ગર્ભની.

પાછળથી સાધ્વીઓને આની જાણ થઇ. પદ્માવતીને ખૂબ ઠપકો આપ્યો. પણ હવે શું થાય ? પદ્માવતીનો દીક્ષાનો વેશ લઇ લે તો સંસારને જાણ થાય અને ધર્મની નિંદા થાય. ઉપાશ્રયમાં બાળકનો જન્મ થાય એ પણ જૈન ધર્મને નુકશાન કરનાર જ હતું. આથી તેઓએ ખૂબ વિચાર કરી તેને ઉપાશ્રયમાં છાની રાખી.

પૂરા નવ માસે પદ્માવતીએ એક સુંદર બાળકને જન્મ આપ્યો.

દસેક દિવસ પછી સાધ્વીઓએ તેને કહ્યું: 'પદ્માવતી ! આ બાળકનું રક્ષણ કરવામાં જિન ધર્મની નિંદા થાય તેમ

તે પછી કેટલા વર્ષો વીતી ગયા. ભાગ્યોદયે કરકંડુને એક રાજાએ દત્તક તરીકે લીધો ચંડાળ પુત્ર મટી તે રાજકુમાર થયો અને થોડા વખતમાં તે રાજાના મૃત્યુ પછી તે ગાદીએ બેઠો.

તે વખતે પેલો ફરિયાદી બ્રાહ્મણ તેની પાસે આવી કહેવા લાગ્યો: 'રાજન્! તમે મને દધિવાહન રાજાના દરબાર વચ્ચે કહ્યું હતું કે જો હું રાજા થઈશ તો તને એક ગામડું આપીશ, તો મને એક ગામ આપો.'

રાજા કરકંડુએ મશ્કરીમાં જવાબ આપ્યો: 'ભાઈ તું દધિવાહન રાજા પાસે જા. તેણે ગામ આપવાનું કહ્યું હતું, છતાં તું કહેજે કે કરકંડુએ એક ગામ આપવાનું કહ્યું છે.'

બ્રાહ્મણે દધિવાહન રાજાના દરબારમાં આવી એક ગામની માગણી કરી.

દધિવાહન રાજા મોટેથી બોલ્યો: 'અરે, એક ચાંડાળ પુત્ર મારી આવી ભયંકર મશ્કરી કરે? હું કયાં ને કયાં એ ચંડાળ કરકંડુ. મારા રાજ્યનો એ ચંડાળ ભાગ્ય યોગે રાજા થયો તેથી શું? મારો નોકર તે મટી ગયો! આજે તો તેનો ગર્વ બરાબર ઉતારું; બ્રાહ્મણ! તું તો યાચક છે તને મારાથી ન મરાય. પણ જા જઈને એ ચંડાળને કહે કે દધિવાહન રાજા તને મારીને બ્રાહ્મણને એક ગામ ભેટ આપશે.'

બ્રાહ્મણે આ વાત કરકંડુને કહી. કરકંડુ ક્રોધે ભરાયો. તરત જ લશ્કર તૈયાર કરી ચંપાપુરી પર ચડી આવ્યો. ચંપાનગરીને ઘેરો ઘલાયો.

વડે તે ખંજવાળ્યા જ કરતો. આથી બધાયે તેનું નામ કરકંડૂ પાડયું હતું.

ક્યાં રાજ્યમહાલયમાં વસવાને ઉત્પન્ન થયેલ કરકંડુ અને ક્યાં તેને બદલે ચંડાળને ત્યાં રહી સ્મશાનભૂમિ સાચવતો કરકંડુ !

[ ૩ ]

એક બ્રાહ્મણને અને કરકંડૂને સ્મશાનભૂમિના દાપા સંબંધી એક વખત ભારે તકરાર થઇ અને તકરારની વાત છેક રાજા સુધી પહોંચી.

કરકંડુ ને બ્રાહ્મણને બોલાવવામાં આવ્યા. દધિવાહન રાજા ન્યાય કરતો હતો. તેનો પુત્ર ગુન્હેગાર હતો.

બધા ધારતા હતા કે ચંડાળ પુત્ર હારશે. પણ સિંહના બચ્ચા સિંહ જ હોય. તે ગુફામાં હોય કે પાંજરામાં હોય, તેની એક ત્રાડથી શત્રુના હાજા ગગડી જાય.

રાજા તેના સવાલ જવાબથી ખુશ થયો. કરકંડુએ પોતાનો બચાવ કરતાં કહ્યું: 'રાજન્ ! સ્મશાન ભૂમિનો હું રાજા છું. મારું દાપું શી રીતે ખોટું થાય ? કાલે ઊઠીને હું રાજા થાઉં અને એ મહેસૂલ ભરવાની ના કહે તો મારાથી શી રીતે લેવાય ?'

દધિવાહન રાજા હસ્યો. હસે જ ને! તેને ક્યાં ખબર હતી કે રાજ્યનો ખરો વારસ થનાર તો તેના પછી તે જ છે.

એટલે હસીને એણે મશ્કરી કરતાં કહ્યું: 'કરકંડુ ! જા તું રાજા થા ત્યારે આ બ્રાહ્મણને એક ગામ ભેટ આપજે; જેથી મહેસૂલ લેવું ના પડે પછી કાંઇ ?' એમ કહી ચુકાદો કરકંડુની તરફેણમાં આવ્યો.

ઉઘાડે પગે અને પહેરેલ કપડે પુત્રને ભેટવા દોડયો. કરકંડુ પણ પિતાને મળવા આવતો હતો. રસ્તામાં બન્નેનો ભેટો થયો.

પિતા પુત્ર ભેટયા. લશ્કરો પણ વૈરભાવ છોડી દઈ મિત્ર ભાવે મળ્યા

[ ૪ ]

પછી તો પદ્માવતીએ બધી ચીંતા છોડી દીધી. આત્માને ઓળખવામાં જ તલ્લીન થયા, અને મહાસાધ્વી તરીકે લોકોમાં જાણીતા થયાં.

વીર સાધ્વી પદ્માવતીને વારંવાર નમસ્કાર હો.

દધિવાહન રાજાએ તૈયારી કરી. યુદ્ધપગરણ મંડાયા. અને બીજે દિવસે યુદ્ધ શરૂ કરવું એમ નક્કી થયું.

પદ્માવતીને આ વાતની ખબર પડી. પિતા પુત્ર નજીવા કારણસર યુદ્ધ કરશે. તેમાં કેટલાંનો સંહાર થશે એ જોઇ તે ગુરુની રજા લઇ કરકંડુની પાસે દોડયા.

સિપાઇઓએ તેને રાજા પાસે જતાં અટકાવી. અને રાજાને જઈ કહ્યું: ' મહારાજ ! કોઈ સ્ત્રી આપને મળવા માગે છે. '

કરકંડુએ તેને પોતાની પાસે લાવવા આજ્ઞા કરી. પદ્માવતીએ ત્યાં પહોંચતાં જ કહ્યું:

' પુત્ર. '

કરકંડુ આશ્ચર્ય પામ્યો.

' કરકંડુ ! હું તારી માતા છું. દધિવાહન રાજા તારો પિતા છે. તને ખાત્રી ન થતી હોય તો તેં પહેરેલ વીંટીની નીચેના અક્ષરો વાંચી જો '

કરકંડુએ ચંડાળ પિતાએ પોતાને સાચવી રાખવા કહેલ વીંટી આંગળીમાંથી કાઢી, અને જોયું તો નીચે અક્ષર લખેલા હતા: ' દધિવાહન. '

તે આશ્ચર્ય પામ્યો. માતાને પગે પડયો. અને લશ્કરને પાછું ખેંચ્યું

પદ્માવતી દોડતી ચંપાપુરીમાં ગઇ. એક સ્રીને આવતી જોઇ દરવાજા ઉઘડયા. તે સીધી રાજા દધિવાહન પાસે ગઇ. સર્વ વૃત્તાંત કહ્યો.

કરકંડુ પોતનો પુત્ર છે. તે સાંભળતાં જ દધિવાહન

વિચરવું—ફરવું; પ્રવાસ કરવો
વિષ્ણુ—એક દેવ
વૈરાગ્ય—સંસાર ઉપરની આસક્તિનો અભાવ
શંકર—એક દેવ
શ્રમણ—આત્માના કલ્યાણ માટે પરિશ્રમ કરનાર
શ્રાવક—જૈન ધર્મનો ઉપાસક; ધર્મશાસ્ત્ર સાંભળનાર
સત્ય—સાચું; વાસ્તવિક
સમભાવ—સમતાની બુદ્ધિ-ભાવ; પોતીકાપણું; સમાનપણું
સમાધિસ્થ—સમાધિમાં પડેલું
સર્વજ્ઞાની—જુઓ કેવળજ્ઞાની
સંયમ—ઇંદ્રિય નિગ્રહ
સાતક્ષેત્ર—જિનભવન, જિનબિંબ, જિનાગમ, સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા
સિદ્ધ—મુક્ત પુરુષ; સિદ્ધિઓ મેળવી હોય તેવો યોગી
સમાધિ—જેમાં ધ્યાતા અને ધ્યાનનો ખ્યાલ લુપ્ત થઈ ધ્યેયનું સ્વરૂપ જ ચિત્તમાં રહે છે તેવું ઊંડું ધ્યાન

પરિગ્રહ—ધન, માલમત્તા વગેરેનો સંગ્રહ
પરિસહ—જુઓ ઉપસર્ગ
પારણું—વ્રત કે ઉપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન
પ્રતિપાતિ—સ્થાયી
પ્રતિબોધવું—ઉપદેશ આપવો; સમજાવવું
બુદ્ધદેવ—બુદ્ધ ધર્મના પ્રવર્તનકાર
બુદ્ધધર્મ—ગૌતમબુદ્ધે પ્રવર્તાવેલ ધર્મ
બ્રહ્મા—એક દેવ
ભેખ—સંન્યાસનો વેશ
મહાવીર—ચોવીસમા તીર્થંકર
મિથ્યા—નકામું, ફોગટ
મુક્તિસુંદરી—જેને વરવાથી મુક્તિ મળે તેવી સુંદરી: મોક્ષ
મુનિ—તપસ્વી
મુંડ—દીક્ષિત
મોક્ષ—મુક્તિ; છુટકારો
યુગલિયા—પ્રભુ આદિનાથના જન્મસુધી પુત્ર પુત્રીનાં જોડલાં જન્મતાં અને તેઓ આખી જિંદગી સાથે રહેતાં
રજસ્વલા—અટકાવવાળી સ્ત્રી
રાગદ્વેષ—મોહ, મમતા, આસક્તિ અને ઈર્ષા, જેર
રાજર્ષિ—ઋષિના-મુનિના જેવા આચાર વાળો રાજા
લોચ—માથાના વાળ પોતાને હાથે ચૂંટી કાઢવા તે
વલ્કલ—ઝાડની છાલના બનાવેલા વસ્ત્ર
વિગય—દૂધ, દહીં, માખણ, ઘી, તેલ, ગોળ, મધ, મદ્ય અને માંસ નવ પદાર્થ વિકાર જનક હોવાથી તેમને વિકૃતિ કહેવામાં આવે છે

# આધારભૂત ગ્રંથો


૧ ભરહેસર બાહુબલિ વૃતિ
૨ ભગવતી સૂત્ર ભાગ ૩.
૩ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧–૨
૪ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૮–૯
૫ જૈન સતી મંડળ ભાગ ૧
૬ જૈન સતી મંડળ ભાગ ૨
૭ જૈન સતી રત્નો
૮ સીતા (पउमचरिअ)(२८-४६)
૯ પાંચાલી (पाण्डव चरित्र) નરસિંહપ્રસાદ ભટ્ટ
૧૦ કલ્પસૂત્ર
૧૧ જૈન રામાયણ
૧૨ આદર્શ રામાયણ
૧૩ જૈન સજ્ઝાય માળા